# આશાની ઈમારત



લખનાર

ચાંપશી વિ. ઉદ્દેશા

આ લેખકનાં
બીજાં પુસ્તકો
જંજીરને ઝણકારે
રૂ. ૧-૮-૦
તાતી તલવાર
રૂ ૧-૪-૦

૯૫૮૮

મળવાનાં ઠેકાણાં
"નવચેતન" ઑફિસ
૩, માનુકસ લેઇન,
કલકત્તા
સી. જમનાદાસ કંપની
પ્રીન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ




મુદ્રક ને પ્રકાશક
ચાંપશી વિ ઉદેશી
ગુર્જર પ્રભાત પ્રેસ
૩, માનુકસ લેઇન,
પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦
સન ૧૯૩૧
મૂલ્ય રૂ ૦॥।

# પ્રસ્તાવના

આ નાનકડા પુસ્તકને પણ પ્રસ્તાવનાની જરૂર ખરી ?

સંજોગનો શિકાર બનતાં માનવીઓના હૃદયભાવો આલેખવા ને તેનાં શબ્દચિત્રો દોરવાં મને બહુ જ ગમે છે—એમ કરતાં મારૂં હૃદય જોમથી ઉછળે છે, પવિત્રતાથી નીતરે છે ને મારી લેખિની સતેજ બની સડસડાટ ચાલે છે

કોણ જાણે કેમ રજપુતયુગનાં નરનારીઓ મને વિશેષ પ્રિય છે ! મને લાગે છે કે તેઓ સાચું જીવન જીવી જાણતાં. સત્ય, ટેક, પ્રેમ ને વિશ્વાસના અમુલા સુત્રો તેઓએ પોતાના જીવનમા ગુંથી લીધા હતાં

આ નાના ગ્રંથમા અનુપાના પાત્ર દ્વારા નારીહૃદય ઉકેલવાનો મેં નમ્ર પ્રયાસ કર્યો છે. પુરૂષહૃદયની અર્ધ-સ્થિરતા સામતના પાત્ર દ્વારા બતાવી છે, સાથે સાથે જ વૃદ્ધ સુરજમલ જેવા દૃઢઆદર્શી પુરૂષની સ્થિરતા પણ આલેખી છે આખા ય પુસ્તકમા અનુપા મારૂં પ્રિય પાત્ર છે ને એ પાત્રને ઉચિત ન્યાય આપવા મે યત્ન કર્યો છે

મારા આગલા બે પુસ્તકો "જંજીરને ઝણકારે" અને "તાતી તલવાર" જનસમાજનો સારો આદર પામ્યાં છે. આ કૃત પણ એ બે કૃતિઓ જેટલી જ સહૃદયતાથી નિવડશે એવી આશાની ઇમારત હું અંતરે ચણી રહ્યો છુ.

પુસ્તકના પુઠા પરનું અર્થસૂચક ચિત્ર દોરી આપવા માટે મારા ચિત્રકાર-મિત્ર રા. કનુ દેસાઇનો ઋણી છુ.

કલકત્તા
તા. ૨૫ : ૨ : ૩૧ } ચાંપશી વિ. ઉદેશી



# અનુક્રમ



પ્રકરણ ૧લું

"નહિ–જાઓ ! બસ, એ જ મારી આજ્ઞા છે." રાજાએ આજ્ઞા કરી. સીપાઇઓ ગયા

"બાપુ ! દયા રાજભૂષણ છે"

"પણ શત્રુઓને વધવા દેવા એ રાજદૂષણ છે."

"પણ બાપુ ! તમે જરા ઝરૂખે તો આવો શહેરનું દૃશ્ય જોશો તો તમારી આંખે અંધારાં આવશે"

"એમ ?"

"હા–આપણા નિર્દય જે મહાવતનું ઘર જુએ તેને છોડતા નથી. બળતી મશાલના સ્પર્શે એ ઘર થોડી વારમાં પ્રખર જ્વાલા બની જાય છે"

"ચાલ જોઉં"

આમ કહી રાજગઢનો ઝાલા રાજા માનમલ ને

તેના મૃત સેનાપતિનો પુત્ર સામંતસિંહ રાજમહેલને ઝરૂખે આવ્યા.

અસ્ત થતા સૂર્યના સોનેરી વાતાવરણ વચ્ચે અગ્નિમાંથી નીકળતા ધુમાડાની રેખાઓ એ વાતાવરણમાં ભૂખરા ને કાળા રંગના પટાઓ ચીતરતી જતી, ભયાનકતાનો ભાસ કરાવતી હતી.

ઘર છોડી નાસી જતા ચંદાવતોની કરૂણ કીકીઆરીઓ જાણે એ ઝરૂખાને અથડાઇ પાછી વળતી. આગની જ્વાળાઓ, અગ્નિશિખાને શેષેથી નીકળતા ધુમાડાના ગોટ, ભડભડ બળતાં ઘરોનાં પડતાં છાપરાં, નાશભાગનો શોરબકોર; એ સૌ ભીષણ વાતાવરણ જગવતાં, જાણે રાજા દાનમલના રાજકોપ સામે શ્રાપ વરસાવતાં હતાં.

ઝાલો રાજા દાનમલ રાજગઢમાંના આ ચંદાવતોની આ દશા ઘડીભર જોઇ રહ્યો. તેને લાગ્યું કે એ બળતાં ઘરોની અગ્નિશિખામાંથી જાણે કોઇ શ્રાપ નીકળી તેને કાને અથડાય છે !

હા ! એ સખ્ખર જુલમાટ હતો ! ગમે તેમ તોય ચંદાવત રજપુતો તેની જીતાયેલી પ્રજા જ કહેવાય. રાજા પ્રજાનો પાલનહાર ગણાય–સંહારક નહિ.

“ જોયું બાપુ ? ” સામંતે કહ્યું, “ આ દૃશ્ય કોનાથી જોયું જાય ? ઓહ્ મારી આંખે કમકમાં ઘેરાય છે ! જાણે આ ઝરૂખો હમણાં તૂટી પડશે !

મહારાજ ! બસ કરો ! બસ કરો ! ! ”

દાનમલે સામત પ્રત્યે જોયું તેણે પોતાની બે આંખો આડી હાથની હથેલીઓ ઢાંકી દીધી હતી દાનમલને કલ્પના થઈ કે સામત ધ્રુજતો હતો

સામત તેના મૃત સેનાપતિ જોગવરસિંહનો પુત્ર હતો જોગવરે જીવનભર ઝાલા રાજા દાનમલની જ સેવા કરી હતી મરતી વખતે જોગવરે સામતને રાજા દાનમલને સોંપી પ્રાણત્યાગ કર્યો હતો દાનમલને પુત્ર ન હતો–એક માત્ર પુત્રી હતી, તેથી તે પણ સામતને પુત્ર સમ ગણતો ને ચ્હાતો

દાનમલને લાગ્યુ કે ઢાંકેલી હથેલીઓ પાછળની સામતની આંખો રડતી હતી તેનું હૈયુ ભરાઇ આવ્યુ જોગવરે જેમ તેની આ જીવન સેવા કરી હતી, તેમ તેને ઘણી વાર સદ્‌માર્ગે પણ વાળ્યો હતો આજ તેનો પુત્ર સામત તેને પ્રજાપીડનના પાપમાંથી ઉગારવા મથી રહ્યો હતો

હવે રાજાને ભાન થયુ કે ખરેખર એ જુલમ જ હતો તેણે ફરી વાર એ છિનાયલા રાજગઢ પ્રત્યે નજર ફેંકી રૌદ્રરસની મૂર્તિ, અગ્નિજ્વાલાનાં ભયાનક વસ્ત્રો ધારણ કરી ઉભેલુ એ નગર જોઇ તેને પણ કમકમા આવ્યા

“ બસ ! બસ ! ! ”

મોટે સાદે બૂમ પાડી રાજાએ જમણો હાથ

ઉચ્ચો કર્યો.

સામંતસિંહે આંખ પરની હથેલીઓ ખસેડી, હર્ષના આવેગમાં અને આશ્ચર્યે ઉભરાતાં નયનોએ જોયું.

“ જા ! વીરમલને આજ્ઞા કર કે હવે આ જુલમ બંધ કરે.”

સામંત દોડ્યો–પુણ્યતીર્થે પહોંચવા કોઇ પુણ્યશાળી જીવ ધસે તેમ–ભગવાનના ચરણ પાસે લોટવા કોઇ ભક્ત તલખે તેમ.

ધબધબ કરતો તે રાજમહેલનાં પગથીયાં ઉતરી ગયો ને નીચે ચોગાનમાં આવ્યો.

“ વીરમલ ! ” તેણે બૂમ પાડી.

સૈનિકોના જૂથ વચ્ચે ઉભેલો વીરમલ બહાર આવ્યો.

“ બાપુની આજ્ઞા છે કે ચંદાવતોનાં ઘર સળગાવવાં બંધ કરો.”

વીરમલે ઉપલી આજ્ઞાનો અમલ કર્યો.

ઝાલા રાજા દાનમલે ચંદાવતોનું આ શહેર રાજગઢ છેલ્લા બે માસ થયાં જીતી લીધું હતું.

—પણ ચંદાવતોને પોતાની પરતંત્રતા ખુંચતી હતી. તેઓ સ્વતંત્ર થવા દિનરાત તલખતા અને એ માટે લાગ શોધતા.

આજે જ સવારે ચંદાવતોનું જૂથ રાજમહેલ પર ધસી આવ્યું હતું. રાજસૈનિકોએ તેમને મારીને પાછા કાઢયા હતા. તે પછી રાજા દાનમલે હુકમ

કર્યો કે દરેક યદાવનનું ઘર સળગાવી દેવું

રાજાની આજ્ઞા મળતા જ તેના સૈનિકો સળગતી મશાલો લઈ જ્યાં જ્યાં યદાવનનું ઘર જુએ ત્યાં ત્યાં મશાલથી એ ઘર સળગાવવા માંડ્યા

ને તે પછી રાજમહેલમાં શું બન્યું તે આપણે ઉપર જોઈ ગયા



# પ્રકરણ બીજું

## અવસ્થાના ઓપ

ચંદાવતોમાં સૂરજમલ નામે એક વૃદ્ધ ચંદાવત દિનરાત સ્વતંત્રતાની ઝંખના કરી રહ્યો હતો. તેણે જીવનમાં અનેક વાર તડકાછાંયા જોયા હતા. આશા-નિરાશા સમુદ્રનાં ભરતીઓટ પેઠે અનેક વાર તેના જીવનને સ્પર્શી ગયાં હતાં. જુવાનીમાં તેણે ઘણા જંગ ખેલ્યા હતા. તેની જીવનસંગિની, તેની પ્રિયતમા, તેની ધર્મપત્ની ગંગાદેવી દશ વર્ષ થયાં મૃત્યુ પામી હતી, છતાં સૂરજમલની એક બીજી જીવનસંગિની હજી તેની સાથે હતી. તે એની તેજસ્વી તલ્વાર ! એ તલ્વાર વૃદ્ધ વયે પણ તેના કાંડાના જોમનું માપ આંકી દેખાડતી ને તેને અંતરે વીરતાની જ્યોત હજી બુઝાઇ ન્હોતી તેની સાક્ષી પૂરતી.

જેટલે અંશે એ વીર હતો, તેટલે જ અંશે ઉદાર અને કોમળ હ્રદયનો હતો. તેનો પુત્ર જોરમલ ને તેની પુત્રી અનુપા તેની બે આંખ જેવાં હતાં. હજી એ વૃદ્ધના જીવનમાંથી આનંદ સૂકાયો નહોતો. કારણ એ બે સંતાનોને જોઇ તેના અંતરમાંથી માયાની સેર છૂટતી ને તેને નયને વાત્સલ્યની છાયા છવાતી.

રાજગઢ તેની માતૃભૂમિ હતી અને રાજગઢ માટે તે અનેક વાર લડ્યો હતો અનેક સંગ્રામોની ભીષણતા ને આહ્લાદ તેણે અનુભવ્યા હતા જય-પરાજયના હર્ષશોક તેના જીવનમાં નવા નહોતા, છતા રાજા દાનમલને હાથે રાજગઢમાનાં ચંદાવતોના ઘર સળગતા જોઇ તેના અંતરનો એક ભાગ ક્રોધે સળગતો ને બીજો ભાગ કરૂણાથી રડતો હતો

હા ! પ્રભુના સર્જેલા માનવીઓમા શું એક માનવ બીજા માનવ પર આટલો સીતમ ગુજારી શકે ? શુ તે એમ ધારી શકે કે તેના શત્રુનુ રહેવાનુ ઘર સળગાવી દેતા જગસૃષ્ટાની આ વિશાલ પૃથિવીમા તેને માટે કોઇ સ્થાન નહિ રહે ? અરે ! એ ગીનમગર કેમ ભૂલી જતો હશે કે ઘરનુ છાપરૂ સળગાવી દીધે શુ વળે ! પરમાત્માએ સૃજેલુ વિશાલ, અનંત આકાશ તેનુ છાપરૂ થશે. પાપપુણ્યને સંઘરનારી મહા ઉદાર માતા મેદિની તેનું ઘર થશે; કુદરતની લીલી વનસ્પતિ તેનુ અન્ન થશે ને સરિતાના જળ તેની પીપાસા છીપાવશે.

•

પણ હા ! અજ્ઞાન ને કમઅક્કલ માનવ ! તારૂં ગુમાન તને ક્યે દહાડે આ બધી વાતો વિચારવા દે છે ?

•

સૂરજમલ પોતાના ઘરના ઉંબરા આગળ ઉભો હતો ફરતી શેરીમા ચંદાવતોના બળતા ઘરની આગ

લોહીઝરતી આંખે તે જોઇ રહયો હતો. હા ! તેની પ્રિય જાતિ ચંદાવતની આ દુર્દશા થતી હતી ! ઝાલા અને ચંદાવત વચ્ચે વેર ચાલ્યું આવતું હતું, ને ઝાલા રાજા દાનમલે એ વેરની પૂર્તિ આવી નિષ્ઠુરતાથી કરવા ધારી હતી !

તેનો પુત્ર જેઠમલ હજુ બહારથી આવ્યો નહોતો. તેની પુત્રી અનુપા તેના વૃદ્ધ પિતાની પાછળ જ ઉભી ઉભી આ ભીષણ દૃશ્ય જોઇ રહી હતી. આવું દૃશ્ય એ ષોડશીએ કદિ જોયું ન હતું.

" ઓ બાપુ ! આ શું ? જુઓ ! ધીરમલનું ઘર સળગી ગયું ! ઓ ! મારી બ્હેન સમી કમલાવતી તેમાં બળીને ભસ્મિભૂત થઇ જશે. " અનુપા ગળગળે સાદે બોલી.

વૃધ્ધે તેના તરફ જોયું. કમલાવતી જેમ તેની પુત્રીની સહીયર હતી તેમ ચંદાવત જાતિ એ વૃદ્ધના જીવનનું નૂર હતી !

" ઓ પ્રભુ ! આ દિવસ કાં દેખાડયો ? જીવનમાં અનેક જંગ ખેલ્યો, અનેક રાજ્ય ને અનેક રાજા જોયાં; પણ ન જોયો ક્યાં ય આવો ભીષણ અત્યાચાર ! "

એટલામાં જેઠમલ સામેથી હાંફળોફાંફળો દોડતો આવતો દેખાયો.

" રાજસૈનિકો આ તરફ આવવાનો વિચાર કરી

ન્યા છે આપણુ ઘર બચે તેમ નથી માટે પિતાજી ! ન્હાસો ! ”

વૃદ્ધની આંખ તણખા વેરતી જણાઇ તેના અંગઉપાંગ ધ્રુજવા લાગ્યા આ દશા ? આ પરા-ધીન દશા ?

“ આવવા દે. - એ સૈનિકાના હાથમાંની મશાલોને હર્ષથી બેટીશ-બાથ ભીડીશ ને બુઝાવી નાખીશ ! હા ! એ ખરૂ કે એથી હુ પોતે સળગી જઇશ, પણ કેટલાય ચંદાવતોના ઘર એમ કરવાથી સળગતા અટકશે ”

“ ના બાપુ ! ના ! પત્થર સમા નિષ્ઠુર એ સૈનિકો બીજી વાર મશાલ મગાવશે ચંદાવતોના ઘર જેમ મશાલથી બળી ગયા છે, તેમ તેમના અંતરમાંની દયા પણ એ અગ્નિથી બળી ગઇ લાગે છે ” જેઠમલે કહ્યુ

“ ગમે તે થાય, આ જીવનમાં સૂરજમલ કદિ ડર્યો નથી ને આજ પણ ડરશે નહિ ” સૂરજમલે દૃઢતાથી કહ્યુ

“ બ્હેન ! ” જેઠમલે અનુપાને કહ્યુ “ પિતાને સમજાવ ! નકામો જીવ ખોયે શો લાભ ? જીવતા હઇશુ તો કદિક સ્વતંત્રતા માટે મથી શકીશુ, કદિક પરતંત્રતાની જંજીર તોડવા હાથ ઝણઝણાવી શકીશુ.”

“ બાપુ ! ” અનુપાએ કહ્યુ “ ભાઇનુ કહેવુ

યોગ્ય છે. ”

"ઓ આવે ! જુઓ ! જુઓ !! યમરાજના ભીષણ દૂતો સમા એ નિષ્ઠુર સૈનિકો હાથમાં સળગતી મશાલ લઇ આ તરફ આવી રહ્યા છે.” જેઠમલે કહ્યું.

“ બાપુ ! ” વીનવતી આંખે અનુપા બોલી.

“ પિતાજી ! ” પિતાનો હાથ પકડી જેઠમલે કહ્યું “ ચાલો–નાસો ! ”

હાથ ઝપાટાબંધ ઝટકારી લાલ આંખો કરતાં સુરજમલે કહ્યું “ કાયર ! તને કોણ મારો દીકરો કહે ? રજપુત થઇ મોતથી ડરે છે ? ”

“ બાપુ ! મોતથી ડરતો નથી, પણ જે મોતથી કાંઇ અર્થ સરે નહિ એવું મોત મેળવ્યે શો લાભ ? તમે ચાલો–નાસો–ને આપણે જીવતાં રહ્યાં તો હું તમારા ચરણ પકડી શપથ લઉં છું કે રાજગઢની મુક્તિ માટે આજીવન મથીશ.” જેઠમલે નીચા વળી પિતાના ચરણનો સ્પર્શ કરતાં કહ્યું.

“ એમ ? ”, સુરજમલે ભવાં ઉંચાં કરી સ્હેજ આવેશમાં કહ્યું.

“ હા. ” જેઠમલે મક્કમતાથી કહ્યું.

“ બાપુ ! જુઓ ! એ રહ્યા ! હવે બહુ દૂર નથી ! ચાલો ! ” અનુપાએ કહ્યું.

“ ચાલ ! પણ સુરજમલ આજ જીવનમાં

## પ્રકરણ ત્રીજું
## કલ્પનામૃતે જીવતાં

ઉપલી ઘટનાને લગભગ ત્રણ માસ વીતી ગયા હતા.

રાજગઢથી લગભગ સાત આઠ ગાઉ દૂર આવેલી પર્વતમાળામાંના એક પર્વતની ટોંચ પર ખંડિયેર સમું પુરાતન ને જર્જરિત એક મકાન હતું.

કોઈને ખબર નહોતી, પણ ભૂતકાળનો કોઈ ઇતિહાસ કથતા એ ખંડિયેરમાં સૂરજમલ તેનાં બે સંતાનો સાથે રહેતો હતો.

અંતરે એ વૃદ્ધને સ્વદેશમુક્તિની ઝંખના હતી. રાજગઢની ને ચંદાવતોની મુક્તિ જોઈ પછી જ તે મરવા ઇચ્છતો હતો.

જેઠમલની પણ એ જ દશા હતી. વેર તેની રગરગમાં વ્યાપ્ત હતું ને ઝાલાઓ પર ગમે તે રીતે વેર લેવું એ જ અત્યારે તેના જીવનનું ધ્યેય હતું.

અને અનુપાં ?

એ પણ રાજગઢની શેરીઓને ભૂલી ન્હોતી. એ શેરીમાંના ચંદાવતોની ગૃહિણીઓ અને પુત્રીઓના ટહુકાર હજી તેને કાને ગુંજતા હતા ને આ નિરવ-નામાં એ ટહુકાર તેને અંતરે દેશભક્તિની ભાવના જગાડતા.

આ રીતે દેશપ્રેમને કલ્પનામૃતે પોષતાં એ ત્રણે

જાણુ દિવસો વીતાવી રહ્યા હતા

જેઠમલ નિરંતર ઉંડા વિચારમા રહેતો. વૈર માટેની અનેક યુક્તિઓ ઘડતો ને તોડતો કોઇક યુક્તિ સલામત ન્હોતી, તો કોઇક સભવિત નહોતી, છતા તે નિરાશ થયો ન હતો

—પણ ગઇ કાલે તેને એક યુક્તિ જડી આવી હતી

આજે એ યુક્તિને અમલમા મૂકવા તે આ ખડિયેગ છોડીને જવા ઇચ્છતો હતો.

તેણે પોતાના પિતાને અને પોતાની બ્હેનને આ વિચાર કહ્યો

"પણ તારી શી યુક્તિ છે ? મને કહે તો ખરો " વૃદ્ધે કહ્યુ

"બાપુ ! તે હમણા નહિ કહુ. કાર્ય સાધીને આવીશ પછી જ કાર્ય ન સધાયું તો પ્રાણાર્પણ તો છે જ '

"પણ ભાઇ કશુ અવિચારી કામ તો નથી કરતો ને ? " અનુપાએ પૂછ્યું

"બ્હેન ! તું જાણે છે કે બળથી કાઇ વળે તેમ નથી સામે પ્રચંડ રાજશક્તિ છે યુક્તિથી ને કળાથી જ કામ લેવાની મારી યોજના છે." જેઠમલે કહ્યુ

"તો જા ! ફતેહ કર ! પ્રભુ તને તારા

દેશની અને તારી જાતિની સ્વતંત્રતા અપાવવામાં સહાય કરો !" વૃધ્ધે આશીષ આપ્યા.

જેઠમલ ઉભો થયો.

અનુપા ભાઇ સામે જોઇ રહી.

વૃદ્ધ એ બેઉ સામે જોઇ રહયો.

"કાં દીકરી ? ભાઇથી છૂટું પડવું નથી ગમતું ? સણ ભૂલી ગઇ એની પ્રતિજ્ઞા ? તારે પ્રતિજ્ઞા પૂરી કરે એવો ભાઇ જોઇએ છીએ કે બોલેલું ન પાળે એવો ?" સૂરજમલે કહ્યું.

અનુપા સમજી ગઇ. તેણે હૃદયને દૃઢ કર્યું ને ભીની આંખો પાલવ વડે લુછી નાંખી.

"આશીષ બાપુ !" જેઠમલ વૃદ્ધને પગે પડયો.

"આશીષ મારા જોમવંત દીકરા ! આશીષ ! જા કાર્ય સાધ !! પણ જોજે ! તું 'રજપુત' છે !"

"હા બાપુ ! એ ન ભૂલીશ." જેઠમલ બોલ્યો.

"બ્હેન, જાઉં છું." જરા વાર પછી જેઠમલ ગળગળે સાદે પુનઃ બોલ્યો.

"આશીષ છે આ બ્હેનની." અનુપાએ ભાઇને આશીષ આપ્યા.

ને જેઠમલ પોતાના ભારે પગલાંના પડછંદ એ નિરવ વાતાવરણમાં પાડતો ખડિયેરની બહાર નીકળ્યો ને પહાડ ઉતરવા લાગ્યો.

ખંડિયેરને એક ભાગેથી પિતા ને પુત્રી તેને

ઉતરતો જોઇ રહ્યા

વૃદ્ધને કલ્પના થઇ જાણે તેનો પુત્ર દિગ્વિજય કરવા આ સ્વર્ગમાથી પર્વતને માર્ગે નીચે મેદિની પર ઉતરી રહ્યો છે જાણે તેના એક નેત્રમાથી જાતિપ્રેમનો દીવ્ય પ્રકાશ ને બીજા નેત્રમાથી દેશ પ્રેમની દીવ્ય જ્યોતિ નીકળી રહ્યા છે •

બ્હેનને લાગ્યુ જાણે તેનો વીર-તેનો માડીજાયો ભાઇ-અપર્મને મહાગ્ના ધમધમ પડઘા પાડતો પર્વતનો માર્ગ ઉતરી રહ્યા છે જાણે નીચે પર્વતની તળેટી પાસ તેને મહાગ્ના અનેક લીલા વૃક્ષો સમીર વીણાના ઝણઝણતા તારમાથી નીકળતા સુર સાથે સુર મેળવી તેનો વિજય ઇચ્છતા ગીત ગાઇ રહ્યા છે

જોરમલે પહાડને અધ માર્ગે આવી ડોકુ પાછુ ફેરવી ઉચુ કર્યુ ને જોયુ તો આકાશમાના દેવદેવો સમા તેનો પિતા ને તેની બ્હેન તેને ઉભેના લાગ્યા

જતા વાર તે જોઈ રહ્યો !

ભગિનીપ્રેમ ને પિતૃપ્રેમ જાણે તેને વારી રહ્યા

—પણ બીજી જ પળે તે ઉભય પ્રેમભાવનાઓને હડસેની તે આગળ વધ્યો •

તે આવ્યા, ઉતરતો ગયા પર્વતનો કઠણ કઠણો, ને વાંકોચૂકો માર્ગ ભારે પગના પાડતા તે કાપતો • ગયો તેનો ભારે દેહ પગથીયા ઉતરતા ઉચોનીચો થતો

તે છેક નીચે પર્વતની તળેટી પાસે આવ્યો. સામે વૃક્ષોની બે હાર વચ્ચે એક માર્ગ હતો. એ માર્ગે જતાં પહેલાં ફરીવાર તેણે પાછું વાળીને ઉપર ખંડિયેર તરફ જોયું.

બે નાની શી મૂર્તિ શાં તેનો પિતા ને તેની બ્હેન દીસ્યાં.

તે સ્હેજ હસ્યો-તેને કલ્પના થઇ કે તેનો એ મુખમલકાર તેના પિતાએ ને તેની બ્હેને જોયો ને પ્રત્યુત્તરમાં તેમણે પણ મુખ મલકાવ્યાં.



સામંતે સ્મિત કર્યું. તેનો સ્વભાવ એવો જ ભોળો હતો. અનુચરો ને કેવળ અનુચર ન ગણતાં મનુષ્ય પણ ગણતો ને પોતાના હર્ષશોકમાં તેમને ભાગ લેવા દેતો.

"લે ચાલ, મારી તલ્વાર બાંધી દે."

તુરત 'વીરમિત્રે પાસેના આસન પર આડી પડેલી 'તલ્વાર ઉપાડી ને તેની સાથે જોડેલા પટાને સામંત ની કમરે વીંટાળી તલ્વાર બાંધવા મંડ્યો.

તલ્વાર બાંધતાં બાંધતાં વીરમિત્ર સામંતની પીઠ પાછળ આવ્યો ત્યારે તેની આંખો બદલાઇ ગઇ. મુખ પરનો સેવક સમો ભાવ કોઇ ઉગ્ર ભાવમાં પરિવર્તન પામ્યો. આંખમાંથી જાણે કોઇ બાળી નાખનારી ઉષ્મા નીકળી રહી.

તલ્વાર બાંધી તે પાછો સામે આવ્યો ને ચ્હેરા પરનો સમસ્ત ભાવ બદલી નાખી નમન કર્યું.

"ને તારી તલ્વાર? છે ને! હા, છે. ચંદાવતો થી ચેતતા રહેવાનું છે." સામંતે કહ્યું.

"અન્નદાતા! હું તમારો અંગરક્ષક છું. નવ દિવસમાં નવ લવ જેટલો તમારી સાથે પલોટાઇ ગયો છું. તમને કદિ ય ઉની આંચ નહિ આવવા દઉં તેની ખાત્રી રાખજો."

"ખાત્રી જ છે મારા દાઢીવાળા રક્ષક!" હસીને સામંતે કહ્યું.

રાજકુમારી સ્નેહવતી ત્યાં આવી ઉભી રહી !

" ક્યાં ઉપડ્યા ? શીકારે ? " સ્મિત કરતાં સ્નેહવતિએ પૂછ્યું.

" હા. " સામંતે રાજકુમારી પ્રત્યે અનિમિષ જોતાં ને સ્હેજ તેના જાજરમાન સ્વરૂપથી અંજાતાં કહ્યું.

" આ શિકારનો વેષ કેવો શોભે છે તમારે શરીરે ? " કોઇ અજબ મીઠાશથી સ્નેહવતી બોલી.

" શુષ્ક દેહે શિકારનો શુષ્ક વેષ શોભે ને કોમલ દેહે નારંગી સાડી. " હસતાં હસતાં સામંત બોલ્યો.

સ્નેહવતીએ આ વેળા નારંગી સાડી ધારી હતી, એટલે સામંતે ઉપરનો જવાબ વાળ્યો હતો.

રાજકન્યા પણ હસી રહી.

વીરમિત્ર બહુ ધ્યાનપૂર્વક તેમની વાતો સાંભળતો હતો. તેને લાગ્યું કે રાજકન્યા સામંતના પ્રેમમાં છે. તેનાથી ઉંડો શ્વાસ લેવાઇ ગયો.

" ને આ તમારો નવો અંગરક્ષક ! " સ્નેહવતીએ વીરમિત્રને બતાવી કહ્યુ. " તોબા છે ! આવડી દાઢી ? "

તે હસી રહી.

" તે અમારા અંગરક્ષકની કાંઇક વિશેષતા તો હોય કે નહિ ? " સામંતે રમુજમાં કહ્યું.

" હા-હા-ખરી વાત. " જાણે મીઠાશ પી રહી હોય એ રીતે સ્નેહવતી બોલી.

"ત્યારે હુકમ છે ?" સ્મિત કરતા ને રાજકન્યાના અંતરને ભેદવા મથતા સ્થિર નયને નીરખી રહેતા સામંતે કહ્યું

"સિધાવો !—વ્હેલા પાછા વળજો !" રાજકુમારી બોલી

"ચાલ વીરમિત્ર !" કહી સામંત આગળ થયા

વીરમિત્ર પાછળ ચાલ્યો

રાજકન્યા બેઉને જતા જોઈ રહી પીઠ પાછળથી સામંત કેવો સુંદર ને વિશાળકાય દીસતો હતો ? તેના પગલાના પડઘામાં રાજકન્યાને કોઈ અનેરું સંગીત સંભળાયું

બેય અદૃશ્ય થયા ત્યાં સુધી સ્નેહવતી જોતી રહી ને પછી પાછી વળી ધીમે પગલે ચાલતા ચાલતા મનમાં જ બોલી રહી "કેવો વીર ? કેવો સુંદર ! બાપુએ સાચું જ કહ્યું હતું !"



## પ્રકરણ ૫ મું

### અણચિંતવ્યો ઘા

પ્રખર મધ્યાન્હ વીત્યાંને એક કલાક થઇ ગયો હતો.

"રાજગઢનાં ઘીચ જંગલમાંનાં વૃક્ષોની હારમાંથી સૂર્યનાં કિરણો પ્રવેશી એ ભૂમિને પણ તૃપ્ત કરતાં. પહાડ પરથી વહેતાં નાનાં ઝરણનાં જળ પણ ઉષ્ણ થયેલ જણાતાં.

એવે સમયે એ જંગલમાં સામંત ને વીરમિત્ર અશ્વ પર જતા હતા. તેઓ પોતાના બાર સીપાઈઓથી જૂદા પડી ગયા હતા. એક શિકારની પાછળ ગાંડાની પેઠે દોડતાં તેઓ વચ્ચે અને સીપાઇ વચ્ચે ઘણું છેટું પડી ગયું અને જૂદા માર્ગે પડી જતાં તે બે એકલા પડી ગયા.

સામંતે અશ્વ થોભાવ્યો.

"વીરમિત્ર ત્યાં જો! પેલું રહયું ઝરણ! મને તરસ લાગી છે. ચાલ, થોડું પાણી પી લઉં."

"ચાલો" વીરમિત્રે કહયું.

બેઉએ અશ્વ તે તરફ વાળ્યા. વીરમિત્રની આંખો ચમકારા મારવા લાગી. તેનો શ્વાસ વધુ ધેરો થયો. કસોઢીની પળ પાસે આવી લાગી. તેણે

પોતાની કમરે લટકતી તલવાર તરફ એક નજર નાખી

સામતનો અશ્વ આગળ હતો–વીરમિત્રનો પાછળ

સામંતની પીઠ તરફ અશ્વ પર બેઠેલો વીરમિત્ર જોઇ રહયો તેની આંખોમા વેરનુ ઝનૂન બેઠુ થયુ –તેને ભાસ થયો કે જાણે પોતે પોતાની તલવાર સામતની પીઠમા ખેંચી રહયો છે–જાણે સામત ચીસ પાડી કરગરે છે

તેણે લગામ ખેંચી ઘડીભર અશ્વ થભાવી લીધો તેનાથી મનમાં જ બોલાઇ જવાયુ "ઓ પ્રભુ ! હવે હુ શુ કરૂ ?"

એટલામા ઝરણુ પાસે આવતા સામત અશ્વ પરથી ઉતરી ગયો

વીરમિત્ર જોઇ રહયો !

"કેમ ઉતર્યુ નથી ?" સામતે પૂછયુ

"આ ઉતર્યો" કહી વીરમિત્ર પણ અશ્વ પરથી હેઠે ઉતર્યો.

સામત ચાલ્યો, વીરમિત્ર પાછળ ચાલ્યો ઝરણુ આવતા નીચો વળી સામત પાણી પીવા લાગ્યો

એ દરમ્યાન વીરમિત્રે હૃદયબળ એકઠુ કર્યું, કપતા હાથને સ્થિર કરવા યત્ન કર્યો પોતે જે માટે આ વેશ લીધો હતો તે કાર્ય પુરૂ કરવાની ઘડી આવી લાગી હતી

તેણે મ્યાનમાથી અર્ધી તલવાર ખેંચી ને સામત

તરફ જોવા જાય છે ત્યાં પાણી પીતા સામંતે ઝટકીને પાછળ જોયું.

"પાણી મીઠું છે, પણ ઉનું છે." સામંતે કહ્યું.

તલ્વારની મુંઠ પરથી વીરમિત્રનો હાથ ઉપડી ગયો-તલ્વાર પાછી મ્યાનમાં જઇ પડી.

સામંત પાછો પાણી પીવા લાગ્યો.

આ વેળા વીરમિત્ર વધુ દ્દઢ થયો. તેણે વિચાર્યું "હવે હું દ્દઢ રહીશ-રાજગઢ માટે-ચંદાવતો માટે-વેર લેવાની મારી પ્રતિજ્ઞા માટે આ અમુલ્ય અવસર છે.

ઝટ તેણે મ્યાનમાંથી તલ્વાર ખેંચી કાઢી. એ અવાજથી પાણી પીતો સામંત ચોંક્યો અને પાછળ જોઇ ઉભો થયો.

"મરતા પહેલાંની તારી પાણી પીવાની ઇચ્છા પૂરી થઇ." તણખા ઝરતી આંખે ને ક્રોધથી કંપતે અવાજે વીરમિત્રે કહ્યું.

"એટલે ?" સામંતે કહ્યું.

"મ્યાનમાંથી તલ્વાર કાઢ ! તું મારો આજીવન શત્રુ છે ! મારી જાતિનો વિજેતા છે-તેમને કચડનાર છે ! તેમનાં ઘર બાળનાર છે ! ! કાઢ ! કાઢ ! ઓ ઝાલા ! મ્યાનમાંથી તારી તલ્વાર કાઢ અને આ ચંદાવત સાથે દ્વંદ્વ યુદ્ધ કર. ! !"

"શું તું ચંદાવત છે ?"

"હા." કહી વીરમિત્રે પોતાની બનાવટી દાઢી

ખેંચી કાઢીને કહ્યું, "ચંદાવત–આવો ચંદાવત !– રાજગઢની મુક્તિની અહર્નિશ ઝંખના કરનાર ચંદાવત ! મારું નામ જેઠમલ "

"પણ આવો દગો !"

"દગો ?" ખડખડ હસતા જેઠમલે કહ્યું નિરાધાર ચંદાવતોનાં ઘર સળગાવી દેવા. એ દગો નથી ? ઘોડેસ્વાર દોડાવી ચંદાવતના સમૂહને વિખેરવા યત્ન કરતા જાણ્યે અજાણ્યે એ પાંચ ચંદાવતને કીડી થી પણ તુચ્છ ગણી ચગદી નાખવા એ શું દગો નથી ? વળી હું દ્વંદ્વયુદ્ધ માગું છું."

"તો આવ ! હું કાયર નથી "

ને પળમાત્રમાં સામંતે તલવાર કાઢી

સૂર્યના અર્ધપ્રખર તાપમાં, ખળખળ વહેતાં ઉછળતું ઝરણાને કાંઠે, વાયુના ઉનાં વહન વચ્ચે એ તલવારો વીંઝાતી હતી. ઝરણજળના વહનના નિયમ બદ્ધ ધ્વનિમાં બે તલવારોની અથડામણનો અવાજ ભંગ પાડતો પવનને ઉને સુસવાટે ઝાડનાં પાંદડા હાલતા કોઇ કરુણ સ્વર સંભળાતો, ત્યાં તો બીજી જ પળે તલવારોના સામસામે અથડાવાનો અવાજ કોઇ રૌદ્ર ભાવ જગવતો

એક બાજુ સૂર્યપ્રકાશમાં ઝરણનું જલ ચમકારા મારતું, બીજી બાજુ બે વીંઝાતી તલવારોનાં પાનાં તે પ્રકાશે ચમકતાં પ્રથમ પ્રકાશ શાંત હતો, બીજો

ભયાનક!

બેઉ તલ્વાર વીંઝવામાં કુશળ હતા પરિણામ અસ્થિર હતું, છતાં ગમે તે પરિણામ માટે બેઉ તત્પર હતાં જેઠમલ વેર લેવાની ધૂનમાં, રાજગઢ અને ચંદાવતોની મુક્તિ માટેના ચિન્તને કોઇ વિરલ જોમ શરીરમાં પામતાં, યુધ્ધ કર્યે જતો હતો; સામંત દગાના પ્રત્યુત્તરમાં ને સ્વમાન તથા સ્વકીર્તિ ને રક્ષવાના ચિન્તને કોઇ અજબ ચેતન શરીરમાં સંગ્રહતો, તલ્વાર વીંઝયે જતો હતો.

પા કલાકના દ્વંદ્વયુધ્ધ પછી જેઠમલના તલ્વારના એક ઘાએ સામંત ઘવાયો ને લથડતાં લથડતાં ઝરણતટની ઉષ્ણ ભૂમિ પર પડયો!

ઝટ જેઠમલ તેની છાતી પર ચઢી બેઠો.

"રાજા દાનમલના કહેવાતા કુમાર! તારી અંતિમ ઘડી આવી લાગી. સ્મરી લે ઇશ્વરને."

એમ કહી પ્રચંડ વેગે તેણે તલ્વાર સામંતના જમણા હાથમાં ખોસી. સામંતે એક ચીસ પાડી ને બેશુધ્ધ જેવો બની ગયો.

જેઠમલ તેની છાતી પરથી ઉભો થઇ ગયો ને નીચો વળી તેને તપાસવા લાગ્યો.

સામંતનો શ્વાસ ધીમો જતો હતો—જેઠમલે એની નાડી જોઇ તો નાડીનો વેગ ધીમો થતો લાગ્યો.

"બસ—એ મર્યો! વેર લેવાના મારા માર્ગની

તારા પિતા તુલ્ય રાજા દાનમલ્લની કઠોર આજ્ઞાથી ધ્યેદાંવતોનાં આવાં અનેક મોત થયાં હશે."

એમ કહી તે પોતાના અશ્વ પાસે આવ્યો ને તેના પર ચઢી ચાલતો થયો.

તેના ગયા પછી થોડી વારે સામંતે આંખો ઉઘાડી. મોતમાંથી બચવા માટે જેઠમલ જ્યારે તેને બીજી વાર તપાસવા નીચો વળ્યો હતો ત્યારે તેણે મહા મહેનતે પોતાના શ્વાસને રૂંધી રાખ્યો હતો.

તેણે ઉંચે આકાશ તરફ જોયું. વાદળી રંગના વ્યોમમાં તેણે અનેક સુવર્ણરંગી મેઘખંડો દીઠા.

તેણે પડખું ફેરવવા યત્ન કર્યો તેમ કરવા જતાં તેના જમણા હાથ પર વજન આવતાં તેનાથી એક ધીમી ચીસ પડાઇ ગઇ.

એ હાથમાંના ઘામાંથી લોહી વહી રહ્યું હતું !

તેણે બેઠાં થવા યત્ન કર્યો. અર્ધો બેઠો થયો ત્યાં અશક્તિથી તે પટકાઇ પડયો.

થોડી વાર તે પડયો જ રહ્યો.

એ પછી ફરીવાર બેઠાં થવા તેણે યત્ન કર્યો ને આ વખતે તે માંડ માંડ બેઠો થઇ શકયો.

થોડી વાર બેસી રહી તેણે ઉભા થવા યત્ન કર્યો.

મહા મુશીબતે ઉભો થયા પછી તેણે આસપાસ નજર ફેરવી. તેનો નિમકહલાલ અશ્વ હજી ત્યાં જ

ઉભો હતો તે લથડતો લથડતો, વેદનાની ધીમી ચીસો પાડતો, અશ્વ પાસે આવ્યો અને ઘણી મુશ્કેલીએ અશ્વ પર બેઠો અશ્વ ચાલ્યો-કઇ દિશાએ તેનું એને ભાન નહોતું.

કેશાવલી પર માથું ટેકવી અર્ધ-બેશુધ્ધ જેવો તે બેઠો હતો અશ્વ ધીમી ગતીએ ચાલ્યો જતો હતો



# પ્રકરણ ૬ ઠું

## અજાણ્યો

ઉપલી ઘટના બની તે જ દિવસનો સૂર્યાસ્તનો સમય હતો.

રક્તવર્ણ ભગવાન અંશુમાલિન અનંત વ્યોમને પેલે પાર જાણે ડૂબી જવાના હોય તેમ જણાતું હતું. પવનની મીઠી લહરી જાણે ધીરૂં મધુરૂં ગાન ગાતી દિવસની ઉષ્માને પોઢાડી દેતી હોય એમ લાગતું.

પર્વતમાલા વચ્ચે આવેલ એક પર્વત પર જર્જરિત ખંડીયેરની એક બારીમાં અનુપા અસ્ત થતા સૂર્યને નિહાળતી, સમીરની શીતલ લહરી અનુભવતી હતી. એવા સુખપ્રદ સમયે જન્મભૂમિ રાજગઢની સ્મૃતિ ઘડીભર જાગતી, ઘડીભરમાં તેના ભાઇ જેઠમલનો વિચાર આવતો અને ઘડીભરમાં ચંદાવત જાતિની પરાધીન દશા પર તે વિચાર કરતી બારીએ કોણી ટેકવી ઉભી હતી.

તેનો પિતા ગામમાં ખાવાની વસ્તુઓ ખરીદવા ગયો હતો.

સૂર્યરશ્મિની સોનેરી ઝાંય અનુપાના અર્ધ-ઘઉંવર્ણા અને અર્ધ-ગૌરવર્ણા દેહને અર્ધ-સોનેરી બનાવી રહી. જાણે કોઈ મન્દિરે પ્રતિષ્ઠિત થયેલી દૈવી સુવર્ણપ્રતિમા !

અનુપા વિચારતી હતી, જીવન એટલે શું ?

જીવન ! હા જીવન ! જીવન એટલે શુ દુઃખ, નિરાશા ને પરાધીનતા જ ?

જીવન એટલે શું આશાનાં સ્વપ્ના–આશાની ઇમારત ? આશા પર જ જીવન જીવવાની આશા ? બીજુ કાંઇ જ નહિ ? એ આશાની પૂર્તિ કદિ ય નહિ ?

પરતુ આશાની ઇમારત રચવામા–સુખના આશા-સ્વપ્નો ઘડવામાં–જે સુક્ષ્મ સુખ છે તે એ આશાની પૂર્તિ થયા પછી એટલું સુક્ષ્મ–એટલુ આનંદપ્રદ–રહેતું નથી

ને એ રીતે આશાસ્વપ્ના રચતી અનુપા એ ખંડિયેરની બારીમા ઉભી ઉભી સામે પથરાયેલા વિશાળ વિશ્વને અને વિશ્વપ્રકૃતિની લીલાને જોઇ રહી હતી

તેની આશા હતી રાજગઢને મુક્ત જોવાની–તેની આશા હતી તેના ભાઇને દેશની મુક્તિના કાર્યમા વિજયવત થયેલો જોવાની–તેની આશા હતી તેના વૃદ્ધ પિતાને એના જીવનના છેલ્લા દિવસોમાં સ્વતંત્ર રાજગઢમા રાખી, સુખ ને સતોષની છાયા એ વૃદ્ધના મુખ પર નીરખી નીરખીને આનંદવાની

આશા ? હા, કેવી મધુર ભાવના ! આશા ! જગતનું સર્વશ્રેષ્ટ અમૃત ! આશા ! મરતાને મરવા ન દેતા જીવાડી રાખનાર સજીવની !

અને કેવી સુન્દર, કેવી ભવ્ય ને કેવી આનદપ્રદ

હતી આશાની એ ઇમારત ?

અનુપા સામે જોઇ રહી હતી. સામે પર્વતની નીચે નીલઝૂમ સન્ધ્યાની સોનેરી દીપ્તિ ગ્રહણ કરી હસી રહી હતી !

અનુપા વિચારે ને વિચારે એકીટશે સામે જોઇ રહી.

જોતાં જોતાં તેને લાગ્યું કે સામેથી કોઇ અશ્વ ધીમે ધીમે એ પર્વત તરફ આવતો હતો. અશ્વ પર કોઇ બેશુદ્ધ મનુષ્ય હતો.

અનુપા પ્રથમ માની શકી નહિ કે એ તરફ કોઇ અશ્વ આવે. તે ફરીવાર ધ્યાનપૂર્વક જોવા લાગી. હા, એ તરફ ખરેખર અશ્વ આવતો હતો.

માથું ઝુકાવીને એ અશ્વ પર બેઠેલા મનુષ્યનું મુખ અનુપા જોઇ શકી નહિ, પણ તેના મહેરવેશ પરથી તે કોઈ રાજવંશી હોય ને શિકારના વેષમાં હોય, એવું અનુપાને લાગ્યું.

અશ્વ વધુ વધુ પાસે આવતો ગયો. અનુપા કૌતુકથી જોઇ રહી હતી. અશ્વની ખરીનો ધીમો અવાજ એ નિરવ વાતાવરણમાં પડઘો પાડી રહ્યો હતો. એ પડઘો અનુપાને કર્ણે પણ અથડાતો.

અંતે એ અશ્વ છેક પર્વત પાસે આવી ઉભો રહી ગયો.

અનુપા જોઇ રહી ને શું કરવું તેના વિચારમાં

પડી, એટલામા અશ્વ પર બેઠેલી વ્યક્તિએ ઉચુ જોયુ

દુઃખથી ઘેરાયેલુ, વેદનાની છાયા પ્રસારતુ, ગૌર

અને વિશાલ એ વ્યક્તિનું વદન હતું.

તેણે ઉચુ જોઈ પોતાનો જમણો હાથ અનુપાને બતાવ્યો એ લાલ રગનો હતો લોહીથી રંગાયેલો હતો અનુપા સમજી કે એ ઘાયલ મનુષ્ય હતો અને આશ્રય માગતો હતો

અજાણ્યાને આશ્રય ?

ને વળી તેનો પિતા નહોતો !

તે વિચારે ડૂબી ને જરા વાર પછી પાછી તેણે નીચે નજર નાખી

એ જ-એ જ ઉચુ થયેલુ વ્યથાપૂરિત અને હૃદયદ્રાવક ગૌર વદન ! એ વ્યક્તિની બે આખો જાણે સહાનુભૂતિ ને સૌજન્ય યાચતી અનુપા પ્રત્યે જોઇ રહી હતી

કોણ જાણે કેમ અનુપા એ આખોની યાચના નકારી શકી નહિ . એ વદન પર છવાયેલા વેદના-મેઘને વિખેરવાની ઇચ્છાને રોકી શકી નહિ

તેણે ઉપરથી જ પૂછ્યું, "કોણ છો તમે ? અહીં કેમ ?"

એ ઘાયલ સામંતસિહ હતો. કોણ જાણે કેમ ઉત્તર આપતી વખતે તેને એવી પ્રેરણા જ થઇ આવી કે પોતે ઝાલો છે એ ન જણાવતા ચંદાવત છે

એમ જ કહેવું.

તે ધીમે અસ્ફુટ સ્વરે બોલ્યો, "ચંદાવત છું–શિકારમાં કોઇ દુશ્મને મને ઘાયલ કર્યો છે."

ચંદાવત ! તેની જાતિ ! તેની આશાસ્મૃતિને પોષનાર ચંદાવત ! તેની આશાની ઇમારતની શોભા સમો ચંદાવત !

હા, એ વિચાર જ અનુપાને આનંદ આપી રહ્યો. તેણે આ ઘાયલ રજપુતને આશરો આપવા મનમાં સંકલ્પ કર્યો.

"વારૂ, ઉપર ચઢી શકશો ?"

નીચે અશ્વ પર બેઠેલા સામંતસિંહે નકારસૂચક ભાવ દર્શાવતાં ધીમેથી ડોકું ધુણાવી કહ્યું, "ના."

ત્યારે ?

ત્યારે શું કરવું ?

તેને ઉપર કેમ લાવવો ? તે પર્વતનો કઠણ માર્ગ ચડી શકે તેમ નહોતો.

અનુપા વિચારમાં પડી. ડાબા હાથની અંગુઠા પાસેની આંગળી નીચલે હોઠે મૂકી તે વિચાર કરી રહી. થોડીક ક્ષણ વિચારતાં તેને કંઇક સૂઝયું અને તેનાં વિશાળ ચમકતાં નયન સવિશેષ ચમકી રહ્યાં.

"ઉભા રહો." તેણે ઉપરથી બૂમ પાડી.

ને અંદર દોડી જરા વારમાં તે પોતાની ઓઢણી લઇ આવી ને તેની ગોળ ઘડી કરી લાંબા દોરડા

જેવી તેને બનાવી નીચે નાખી

પણ દુર્ભાગ્ય ! એ ઓઢણી એટલી લાંબી નહોતી કે નીચે અશ્વ પર બેઠેલી વ્યક્તિ તેને પકડી લઇને ઉપર ચઢી શકે.

બીજી ઓઢણી ઘરમા હતી નહિ એક હતી તે તેણે ઓઢી હતી. એ ઉતારી શકાય તેમ નહોતું.

હવે ?

અનુપાએ વિચારમાં ને વિચારમાં નીચે નજર નાખી

એ જ—એ જ મુખ !

એ જ ગૌર, વિશાલ, વ્યથાપૂરિત મુખમંડળ !

એ જ આશ્રય યાચતુ નયનયુગલ !

અનુપા ગુચવાઈ—તેને કેમ ઉપર લાવવો ?

પાછી વિચારસરિતામા એક ડૂબકી મારી. ભવાં ઉચા થયા—કપાળે કરચલી વળી. આખો પણ જાણે વિચારતી હોય તેમ સ્થિર થઇ

ને કરવુ પ્રભુનું તે એને વિચાર સૂઝી આવ્યો-માર્ગ જડી આવ્યો !

ઝટ તેણે ઓઢણીનો માથા પર ઓઢેલો ભાગ ઉતારી નાખ્યો ને પોતાનો વાળેલો અંબોડો, જમણો હાથ પાછળ કરી તે હાથે પકડી રાખી, ડાબા પાછળ કરેલા હાથે જરાવારમા છોડી નાખ્યો

તેના કેશ લાબા હતા દીર્ઘ કેશાવલી બાજીની

બ્હાર અર્ધી પથરાઇ અને હવામાં હાલી રહી.

નીચે અશ્વ પર બેઠેલો સામંતસિંહ આ જોઇ રહ્યો હતો.

અનુપાએ ઓઢણીના એક છેડાને પોતાની દીર્ઘ –પગની પાની સાથે ગેલ કરતી–કેશાવલીના એક છેડા સાથે બાંધી મજબુત ગાંઠ વાળી ને પોતાનું માથું રહેજ જમણી તરફ ઝુકાવી કેશાવલી બહાર કાઢી. હવે એ ઓઢણી નીચે અશ્વ પર બેઠેલા સામંતસિંહ સુધી પહોંચી ગઇ.

"હવે ઉપર આવો." અનુપાએ ઉપરથી બૂમ મારી.

સામંતસિંહ પળભર વિચારમાં પડ્યો. શું એ સ્ત્રી પોતાનો ભાર ધરાવતી ઓઢણી ને કેશાવલીને ઠેઠ સુધી ઉપર ખેંચી શકશે? તેણે પૃછ્યું, "મારો ભાર ખેંચી શકશો?"

"હા–હા–રજપુતાણી છું ને તે યે ચંદાવત! ચાલો–ઝટ કરો!" અનુપાએ કહ્યું.

સામંતે બે હાથે ઓઢણીનો છેડો પકડ્યો અને અનુપાએ ધીરેધીરે પોતાની કેશાવલીને બેઉ હાથે પકડી ખેંચવા માંડી. કેશાવલી જોડે સંકળાયેલી ઓઢણી પણ ખેંચાઇ ને તેને વળગેલો સામંત ધીરે ધીરે ઉપર ચડવાં માંડ્યો.

વાતાવરણ–નિરવ, શાન્ત, નિર્મળ વાતાવરણ–જાણે

આ દૃશ્ય જોઇ રહ્યું. એ કુમારિકાની હિમ્મત ને સાહસનો પડછંદ એ વેળા જાણે એ સમગ્ર પર્વત પ્રદેશમા પડી રહયો.

અનુપાને ભાર ખેંચવો મુશ્કેલ તો જણાયો, પણ તે હિમ્મત હારી નહિ. ધીરે--ધીરે-ધીરે તે સામત-સિંહને ઉપર લાવી ને બારીમાથી તે ઓરડામા આવ્યો

ઝટ પોતાની કેશાવલી સાથે બધાયેલી ઓઢણી, છોડી નાખી અનુપાએ સામતને એક બીછાના પર સુવાડ્યો ને તેને જમણે હાથે થયેલા ઘાને લોહી બધ કરવા ઘરમા પડેલી એક જાતની વનસ્પતિ વાને લગાડી તે પર પાટો બાધવા લાગી

અનિમિષ નેત્રે સામત આ બધુ નિહાળી રહયો કોઇ દેવી સરિખી આ કુમારિકા, પરમાર્થની પ્રેમાળ પ્રતિકૃતિ સમી આ આર્યા, કશા પણ પરિચય વિના તેની આટલી સંવાસુશ્રુષા કરી રહી હતી !

ઘા પર તે પાટો બાધી રહી ત્યા તો તેનો પિતા સુરજમલ બહારથી આવ્યો. ખરીદી લાવેલી વસ્તુઓ નીચે મૂકી બીછાનાં પાસે આવ્યો ને કહ્યુ "આ શુ ?"

"બાપુ ! ચદાવત છે-શિકારમાં કોઇએ દગાથી ઘા કર્યો, તેથી આ હાલતમા અહી આવ્યો છે જુઓ ! આ જમણે હાથે ઘા હતો તેમાં તમે મને બતાવેલા પાદડાને વાટી લગાવ્યા છે, ને પાટો બાંધી દીધો છે."

વૃદ્ધ વધારે પાસે આવ્યો અને એ ઘાયલને નીરખી રહ્યો. તેની ઉંડી ને અનુભવી આંખો સામંતનો માનવસ્વભાવ માપવા મથી રહી. સામંતે તેની સામેની દૃષ્ટિ ફેરવી લીધી ને આંખો જાણી જોઇને અર્ધી મીંચી દીધી.

"તારૂં નામ ?" સૂરજમલે પૂછ્યું.

"રાજમલ." સામંતસિંહે જવાબ આપ્યો.

સૂરજમલ ફરી તેને નીરખી રહ્યો. તેને સામંત કોઇ ઉચ્ચ કુળનો જણાયો.

"આ તારૂં જ ઘર સમજજે, કારણ મારૂં સર્વસ્વ ચંદાવતો માટે જ છે. તું યે મારી જાતિનો જ છે. સુખેથી નિદ્રા લે. જે વનસ્પતિ તારા ઘા પર અનુપાએ લગાડી છે તેથી ત્રણ દિવસમાં ઘા રૂઝાવા આવશે. સ્વસ્થ થઇ નિદ્રા લે ! દીકરી અનુપા ! મારે ને તારે માટે ભોજન તૈયાર કર. હું અહીં બેઠો છું."

એમ કહી સૂરજમલ સામંતના બીછાના પાસે બેઠો અને અનુપા અંદરના ઓરડામાં ભોજન તૈયાર કરવા સૂરજમલે લાવેલી વસ્તુઓ લઇને ગઇ. સામંત ધીરે ધીરે નિદ્રાધીન થવા લાગ્યો ને થોડી વારમાં ઉંઘી ગયો.



# પ્રકરણ ૭ મું.

## ધમંમસતાં પૂર

સુરજમલ રહેતો તે ખંડિયેર જે પર્વત પર આવેલું તે પર્વતથી થોડે દૂર અન્ય એક પર્વત પર થી જળનો ધોધ વહી જતો અને નીચે પડી એક ઝરણાના આકારમા ભૂમિ પરથી, જળ નીચી ઢોળેલી જમીનની દિશામાં વહેતું હતું.

નિર્મળી, કુમળી ઉષા જ્યારે પૃથ્વીપટે પોતાના કોમળ ચરણયુગલ માડતી ત્યારે એ પગલીને સ્પર્શે એ પર્વતપ્રદેશનું વાતાવરણ રૂક્ષ ને બદલે શાંત બનતું. એ શાંતિભીના વાતાવરણે આ ધોધ ધમધમ પછાડા મારતો, પર્વત પરથી નીચે પછડાતો, શાંતિનો ભગ કરતો. કોઇ વેળા એ ગાન ત્યાંથી પસાર થનારને તાલબદ્ધ લાગતુ

પ્રખર મધ્યાન્હે અંશુમાલિન પૂર્ણ રૂપે પ્રકાશતા હોય ને પૃથ્વીને પૂર્ણ ઉષ્મા અર્પી વાતાવરણને ઉકળાટભર્યું બનાવતા હોય તે વેળાએ પોતાના સફેદ ફીણ જેવા જળમા સૂર્યનાં સોનેરી રશ્મિનો પ્રકાશ ગુંથી લઇ કોઇ અજબ રગ ધારણ કરી આ ધોધ એ પર્વત પરથી નીચે કૂદતો

રક્તરેખાંકિત / પર્વતશિખરે જ્યારે દિવાકરની દીપ્તિ

રક્ત રંગની બની રહેતી અને સન્ધ્યાનું નિવૃત્તિને આહ્‌વાહન આપતું શીતલ, સુમધુર વાતાવરણ જ્યારે પ્રસરી રહેતું ત્યારે વાતાવરણની લાલિમા વચ્ચે એ ધોધ, નિવૃત્તિના એ સમયમાં પણ, પોતાની પ્રવૃત્તિ એક સરખી ચાલુ રાખી, પોતાના જળના ફીણને પર્વત પરથી નીચે હડસેલી દેતો.

રમણીય એ સ્થળ હતું–પાર્વતીય એ પ્રદેશ હતો, છતાં પર્વત નીચે લીલી ભૂમિ પણ પથરાયેલી હતી. ધોધ નીચે આવી ઝરણાં સ્વરૂપે વહેતો તે સ્થળની બાજુમાં જ, રમ્ય હરિયાળીવાળા પ્રદેશે, ધોધ તરફ પીઠ ફેરવી, શાન્ત સંધ્યાના અર્ધ–લાલ ને અર્ધ–સોનેરી વાતાવરણમાં અનુપા ને સામંત બેઠાં હતાં.

સામંત ઘાયલ થઇને ખંડિયેરમાં આવ્યો તેને સાત દિવસ થઈ ગયા હતા. તેનો ઘા હવે રૂઝાઇ ગયો હતો. તે હવે જઇ શકત, પણ વિધિએ તેને માટે નવું બંધન તૈયાર કર્યું હતું અને તે—

તે અનુપા ! વનદેવી સમી મુક્ત, નિર્મલહૃદયા, સરલપ્રકૃતિ અનુપા !

સારવાર કરતી અનુપાને સામંત ઘણી વાર નીરખી રહેતો. પર્વતપ્રદેશની સંપૂર્ણ સ્વચ્છ ને સુકી હવાથી અનુપાની કાયા રોગહીન બનવા ઉપરાંત તેનું રક્ત શુદ્ધ બની લાલિમા ધારણ કરી રહ્યું હતું. તેના મુખપ્રદેશે લાલ રક્ત, તેની અર્ધ–શ્વેત ચામડી

પાછળ રહેતું. તેનાં ચમકતાં ને બુદ્ધિ વેરતાં નયનો સામંતના હૃદય ઉપર અજબ પ્રભાવ પાડતાં. તેના ગુલાબી ગાલ પર એવો કોઈ રંગ છવાયેલો સામંત જોતો, જે રંગ તેણે જગતભરમાં ક્યાંય જોયો નહોતો. ઉષાની ઉઘડતી આંખમાં કે સન્ધ્યાની ઢળી જતી સમગ્ર ચન્દ્રિમામાં આવો રંગ તેણે નિહાળ્યો નહોતો. ઘણી વાર તેના ઘાને પાટા બાંધતી અનુપાનો હાથ તે જોઈ રહેતો. એ સુદૃઢ, માંસલ હાથ દૃઢ હતો તેટલો જ સુંદર હતો. ઘણી વાર અનુપા તેને જગતની સર્વથી વધુ નિરોગી, વધુ સુંદર ને વધુ સતેજ સુંદરી જણાતી.

સુશ્રુષા તેની સામંતને સ્વર્ગીય લાગતી-વચનો તેના સામંતને અમૃતધારા સમાં લાગતાં. વદનની સૌમ્યતા તેની સામંતને કોઈ દેવીવદનની સૌમ્યતા સરિખી ભાસતી ને કોઈ પવિત્ર આત્માની છબી સમી તેના આત્માની પવિત્ર આભા સામંતના આત્માને સ્પર્શી રહેતી.

કોઈ વાર સામંત જાણી જોઈ, આંખો મીંચી રાખી નિદ્રાધીન હોવાનો ડોળ કરતો અને તેને પોતાને નિદ્રાધીન સમજી જોઈ રહેતી અનુપાને સ્હેજ આંખો ઉઘાડી તે જોતો. કલ્પના એ વેળાએ તેને માટે નવી સૃષ્ટિ રચતી અને તેને લાગતું કે અનુ-પાના અંતરમાં પણ તેને માટે પ્રેમ જાગ્યો છે

કેટલીક વાર અનુપા ન હોય ત્યારે એકલો પડેલો સામંત રાજકુમારી સ્નેહવતી અને અનુપાની સરખામણી કરતો. રાજકુમારી તેને તોફાની સાગરના તરંગ જેવી નિરંકુશ લાગતી, અનુપા તેને શાંત ભાવે વહી જતાં ઝરણાંના જળ સમી પવિત્ર ને સૌમ્ય દીસતી. રાજકન્યા વિલાસમૂર્તિ ભાસતી, અનુપા સ્નેહમૂર્તિ જણાતી.

ને સામંત તેમજ અનુપા ઉભય પોતાના અંતરનો ભાવ પરસ્પરથી છૂપાવી શક્યાં નહિ. સામંત જાણતો હતો કે રાજમહેલમાં તેને માટે શોધાશોધ થતી હશે. તેનો પાલક પિતા રાજા દાનમલ તેને વિયોગે વ્યગ્ર હશે, છતાં અનુપાને તજી જવા તેનું મન થતું નહોતું. કોઇ અદૃશ્ય બંધન તેને અહીં બાંધી રહ્યું હતું.

સુરજમલ બહાર ગયો હતો, એટલે આ શાન્ત સન્ધ્યામાં પર્વત પાસેના આ ધોધ આગળ, પ્રકૃતિની સુંદર છાયા હેઠળ, વાતાવરણના ધીર ને શાન્ત પડછંદ સાંભળતાં એ બેઉ–સામંત ને અનુપા–અહીં આવ્યાં હતાં.

પાઠકને યાદ હશે કે સામંતે પોતાને ઝાલાને બદલે ચંદાવત. જણાવ્યો હતો અને પોતાનું નામ રાજમલ છે એમ કહ્યું હતું.

" અનુ ! " રાજમલ બોલ્યો, " અંતરે મારે શા શા ભાવો છે તે તને કેમ બતાવું ? અનુ !

સામત અચબો પામ્યો તેણે પુછ્યુ "ભાઇ ?"

"હા, એ મારો ભાઇ જેઠમલ છે!" રૂધાતે ઉદરે ને કરૂણ સાદે અનુપાએ કહ્યુ.

"ત્યારે એ જ દગાખોર વેષ બદલી મારા મહેલમા આવેલો અને—"

"મહેલમા ? તમે કોણ છો ત્યારે ?"

"હુ રાજકુમાર સામંતસિંહ છુ—રાજા દાનમલનો પાલિત પુત્ર છુ"

"ઝાલો ? શત્રુ ? ઓ પ્રભુ! ઓ પ્રભુ! મે શું કર્યું ? મે શું કર્યું ?"

"અનુપા! વેષપલટો કરી તારો ભાઈ મારા અંગરક્ષક તરીકે રહ્યો હતો ને શિકારમા મારી સાથે આવી, મારી સાથે દ્વંદ્વયુદ્ધ કરી, મને ઘાયલ કર્યો હતો આજ-આજ મેં તેનો બદલો લીધો જો! જો! પેલુ નીચે રહ્યુ તેનું શબ! શીતલ જ્યોત્સ્નામા પણ ભયાનકતા પ્રકટાવતું એ દેખાય તેનુ શ્યામ, અચેતન મૃત શરીર!"

"ઓ ઇશ્વર! આ કેવો ગજબ! ભાઇ! મારો ભાઇ!"

એમ કહી ઉન્માદિનીની પેઠે અનુપા એ પર્વત ઉપરથી નીચે દોડી પર્વતનો કઠણ અને ઉંચોનીચો માર્ગ ત્વરિત ગતિએ કાપવા લાગી ને કોઇ વસ્તુ નીચે ગબડી જતી હોય તેમ ઝપાટાબંધ પગલા

રહ્યા હતા.

• એ મલયુદ્ધ વધુ ઝનૂની બનતું જતું હતું. ઉભયના ઉષ્ણ શ્વાસનો ધીર પણ ઉષ્ણ પ્રતિશબ્દ ચાંદનીની શીતળતામાં ગુંજતો જણાતો.

અંતે જેઠમલને પર્વતના એ ઉંચા ભાગ પરથી સામંતે ગબડાવી નાખ્યો અને ધબ ધબ ધબ કરતો એનો ભારે દેહ પર્વતના પત્થરો જોડે અથડાતો, અને ઘસારાથી ઘવાતો નીચે આવ્યો ને "બાપુ ! અનુપા !" કહી એક ધીમી ચીસ પાડતો તે પર્વતની તળેટી પરના પ્રદેશે આવતાં મૃતપ્રાય થઈ ગયો.

જોરથી શ્વાસ લેતો સામંત ક્રોધભરી આંખે એ ગબડતા શરીરને જોઇ રહયો. ધમણની પેઠે શ્વાસ લેતાં ને આખે દેહે ઉષ્મા અનુભવતાં તે વેરની તૃપ્તિ અનુભવી રહયો અને તેનાથી હાંફતાં હાંફતાં બોલાઇ જવાયું. "દગાખોર ચંદાવત ! આ ઝાલાએ તને યોગ્ય જ શિક્ષા આપી છે."

એટલામાં તેણે પાછળથી ધીમી ચીસ સાંભળી "મારો ભાઇ ! મારો ભાઇ !"

સામંતે પાછળ ફરી જોયું તો અનુપાને અતી ભયભીત બનેલી અને શું બન્યું તેની યથાસ્થિત કલ્પના ન કરી શકતી હોય તેમ ગુંચવાયેલી જોઇ.

તે સ્હેજ ધ્રુજતી હતી. આંખો તેની વિસ્મયતામાં અર્ધી ફાટી ગઇ હોય તેમ જણાતું.

સામત અચંબો પામ્યો. તેણે પુછ્યુ "ભાઇ?"

"હા, એ મારો ભાઇ જોરમલ છે!" રૂધાતે હૃદયે ને કરૂણ સાદે અનુપાએ કહ્યુ.

"ત્યારે એ જ દગાખોર વેષ બદલી મારા મહેલમા આવેલો અને—"

"મહેરબાન? તમે કોણ છો ત્યારે?"

"હુ રાજકુમાર સામતસિંહ છુ—રાજા દાનમલનો પાલિત પુત્ર છુ"

"ઝાલો? શત્રુ? ઓ પ્રભુ! ઓ પ્રભુ! મે શુ કર્યું? મેં શુ કર્યું?"

"અનુપા! વેષપલટો કરી તારો ભાઈ મારા અંગરક્ષક તરીકે રહયો હતો ને શિકારમા મારી સાથે આવી, મારી સાથે દ્વંદ્યુદ્ધ કરી, મને ઘાયલ કર્યો હતો આજ-આજ મે તેનો બદલો લીધો. જો! જો! પેલુ નીચે રહ્યું તેનું શબ! શીતલ જ્યોત્સ્નામાં પણ ભયાનકતા પ્રકટાવતું એ દેખાય તેનુ શ્યામ, અચેતન મૃત શરીર!"

"ઓ ઇશ્વર! આ કેવો ગુજબ! ભાઇ! મારો ભાઇ!"

એમ કહી ઉન્માદિનીની પેઠે અનુપા એ પર્વત ઉપરથી નીચે દોડી. પર્વતનો કઠણ અને ઉંચોનીચો માર્ગ ત્વરિત ગતિએ કાપવા લાગી ને કોઇ વસ્તુ નીચે ગબડી જતી હોય તેમ ઝપાટાબંધ પગલાં

ઝૂકતી પર્વત ઉતરતી ગઇ !

શ્વાસ તેનો અતિ વેગે ચાલતો—નયનો તેનાં આશ્ચર્ય, ઉદ્વેગ અને ક્રોધભર્યાં હતાં—કાયા તેની કંપતી હતી. હા ! એ ઉન્માદિની બની હતી ! ભાઇ ! તેનો ભાઇ !—તેની સાથે જીવન આખું ગાળનાર ! તેની એકમાત્ર આશા ! બ્હેનના હૃદયનો વિશ્રામ !

સામંત તેની પાછળ ઉતારવા લાગ્યો. તેને લાગ્યું કે અનુપા ગાંડી જેવી થઇ ગઈ છે. આટલી ઝડપથી ઉતરતાં કયાંક ગબડી ન પડે. તેણે પાછળથી બૂમ પાડી "અનુપા ! અનુપા !"

પણ ચાંદનીના સ્તબ્ધ, નિરવ વાતાવરણમાં એ શબ્દનો કેવળ પ્રતિધ્વનિ સંભળાયો અને એ પ્રતિ-ધ્વનિને તિરસ્કારી ઠોકર મારતાં હોય તેમ પૂનઃ સંભળાયાં અનુપાનાં પર્વત ઉતરતાં ત્વરિતગતિભર્યાં અને અસ્થિર પગલાં !

તે નીચે આવી પહોંચી અને પોતાના ભાઈના શબ ઉપર નીચી વળી.

હા ! રૂપેરી જ્યોત્સ્નાભરી શુભ્ર ધવલ રજનીમાં શ્યામ સમું ભાસતું ભયાનક છતાં પ્રિય તેના ભાઇનું એ મૃત શરીર હતું !

તેની આંખમાં આંસૂ આવ્યાં, શ્વાસની ગતિ વેગવાન છતાં હૃદયને રૂંધનારી બની. તેનો આત્મા, તેનું હૃદય

તેની બુધ્ધિ, સર્વ કુંઠિત બની ગયા. તે ભાન ભુલી ગઇ. તે ક્યા હતી ? શું જોતી હતી ? આ દ્રશ્યની, તો સ્વપ્નમાં પણ આશા ન હતી.

ઘડીભર અનુપાને ભાસ થયો આ સ્વપ્ન તો ન હોય ? તેણે ખાત્રી કરવા પોતાનો હાથ પોતાની અશ્રુભીની આંખો ઉપર ફેરવ્યો ત્યારે જ તેને જણાયુ કે તે રડી રહી હતી ના ! એ સ્વપ્ન ન્હોતું ! છતા ફરી ખાત્રી કરવા તેણે જેઠમલના મૃત શરીરે હાથ લગાડયો !

હા ! હા ! સુગઠિત, દ્રઢ ને માસલ એ શરીર, શીતલ ચાદનીથી પણ વધુ શીતલ હતુ ! •

પણ ચાદની શીતલ છતા ઉજ્જવળ હતી અને અને...આ મૃત શરીર શીતળ હોવા ઉપરાંત નિસ્તેજ . નિર્જીવ !

હાય ! નિર્જીવ ! એ વિચાર જ અનુપાને દીવાની બનાવી દેવા માટે પુરતો હતો

" ભાઇ ! જેઠમલ ! શું થયુ ? આ શું થયું ? ઓ પ્રભુ !. "

તે ચોધાર આંસુએ રડી પડી . આંસુ ખાળ્યાં રહ્યાં નહિ હ્રદયના શોકાગ્નિથી પીગળી નયનદ્વારા બહાર આવેલા અતી ઉષ્ણ અશ્રુઓ મૃત શરીર પર પડી, તેની શીતલતાને હરવા મથતાં જણાયા.

પણ માનવીના ઉષ્ણ આંસુઓ મૃત શબની

શીતળતા દૂર કરી તેનામાં ઉષ્માનો સંચાર કરી, એ શરીરમાં પ્રાણ ફુંકી શકતા હોત તો તો આ સંસારમાં મૃત્યુ જેવું કંઈ રહેત જ નહીં અને મૃત્યુનું ચિન્હ ન રહેત તો પ્રભુની સ્મૃતિ પણ માણસ જાતને કેમ રહેત ?

"ભાઇ, મારા ભાઇ! અરે, બાપુ જાણશે ત્યારે શું થશે?" ડુસકાં ભરતી અનુપા બોલી.

સામંત હવે નીચે આવી પહોંચ્યો હતો. શય્યા પર નીચી વળેલી અનુપાની પાછળ તે ઉભો હતો. તેનું હૈયું પણ હવે આ દ્રશ્ય જોઇ ભરાઇ આવ્યું.

"અનુપા મિથ્યા શોક..."

"દગાખોર! હૃદયહીન! ઝાલો થઇ ચંદાવત હોવાનો ઢોંગ કર્યો ને મને...મને...ઓ પ્રભુ!"

તે આંખો ઉપર બેઉ હથેલીઓ ઢાંકી ફરી રડી પડી.

સામંત ઘડીભર સ્થિર બની ગયો. આ એ જ અનુપા હતી, જેને તેણે પ્રણયપાત્રી બનાવી હતી. જેને પડખે તે પ્રકૃતિનું તાંડવનૃત્ય ખેલતા ધોધ આગળ બેઠો હતો, જેની સાથે બેસી સંધ્યાના સુવર્ણરંગી મેઘખંડો તેણે નીહાળ્યા હતા, જેની સાનિધ્યે તેણે પ્રકૃતિની ને પ્રણયની સુખદાયિ ભાવનાઓ અનુભવી હતી.

"અનુપા મને ક્ષમા કર પણ..."

"ક્ષમા ? વૃક્ષ આખાને જડમૂળથી ઉખેડી નાખી એ વૃક્ષના પાદડાઓ પાસે ક્ષમા માગવી એનો શો અર્થ ? ઓ સામંત, ક્ષમાથી ભાગેલુ હૃદય પુન: સંધાતુ નથી. ક્ષમાથી વિષમય ચાંદનીને અમૃત સમ બનાવી શકાતી નથી. આશાની ખડખંડ બની તૂટી પડેલી ઇમારત ક્ષમાથી પાછી ઉભી કરી શકાતી નથી "

"પણ મારો તેમાં દોષ નથી. મને ખબર નહિ કે એ તારો ભાઇ હતો નહિ તો..."

"ઝાલો હોવા છતા-મારો, મારા પિતાનો ને મારી જાતિનો આજીવન શત્રુ હોવા છતાં-ચંદાવત હોવાનું કહી તું શા માટે આ જર્જરિત ખંડિયેરમાં આવ્યા ? આવ્યો તો ભલે, તારો ઘા રૂઝાતા ચાલ્યું જવુ હતુ. મને પ્રણયપાશે શા માટે બાંધી ? શા માટે મને સુખસૃષ્ટિનો આભાસ કરાવ્યો ? શા માટે મારી આશાના પાયા પર અતી સુમનોહર, ભવ્ય ઇમારત ચણી ? અમારા બાપદીકરીના શાન્ત, નિ-વિકારી જીવનમા શા માટે વિષ રેડ્યુ ? બોલ ! બોલ ! ઓ નિષ્ઠુર રાજકુમાર ! બોલ ! શું તારા રાજધર્મે એ તને શીખવ્યું હતું ? "

"અનુપા ! તારૂં રૂપ, તારૂં—"

"રૂપ ? શરીર ? સુંદરતા ? એ બધા શુ પુરૂષના ઉપભોગ માટેના રમકડાં છે ? સ્ત્રીની માસલ

“ સબુર ! ” પાછળથી ઘોઘરો અવાજ સંભળાયો.

સામંત અને અનુપાએ પાછળ ફરીને જોયું તો સ્હેજ પાછળ પર્વતની ઉંચાઇએ વૃદ્ધ સૂરજમલ ચાંદનીના પ્રકાશમાં ઉભેલો દેખાયો !

“ ક્ષમા ? દીકરી ! તું તેને ક્ષમા કરશે, પણ મારા દીકરાનો જીવ ને મારી દીકરીનું હૃદય હરનારને હું ક્ષમા નહિ જ કરૂં ! ”

સામંત થરથરી ઉઠયો—અનુપા અવાક્ બની ગઇ !

વૃદ્ધ સૂરજમલ પગલાં માંડતો નીચે ઉતર્યો ને તેમની પાસે આવ્યો. તેની વૃદ્ધ કાયા ધ્રૂજતી હતી. તેની આંખો એ શીતલ જ્યોત્સનામાં અંગારા વેરતી હોય એવો ભાસ થતો હતો. તે એવી તણખાઝરતી આંખોએ સામંત તરફ અનિમિષ જોઈ રહયો. એ આંખો જાણે સામંતના હૃદયને ભેદી તેની આરપાર નીકળી જવા મથતી જણાઇ. એ આંખો સામંતની બુદ્ધિ પર હથોડાના પ્રહાર કરતી જણાઇ. એ આંખો સામંતના આત્માને પીગળાવી નાખતી જણાઇ.

આવ્યો કે અનુપાના રૂપથી આકર્ષાઇ ક્ષણિક મોહથી તેણે તેને કેવી ફસાવી હતી તે જાણતો હતો કે તેને રાજમહેલમા પાછા ગયા વિના છૂટકો નહોતો-તે જાણતો હતો કે એ પોતે ઝાલો હતો ને અનુપા ચદાવત જાતિની હતી, તેથી તેમની વચ્ચે લગ્નસબધ સંભવિત નહોતો, છતા-છતા-ક્ષણિક સુખ. માટે-રૂપ-જ્યોતિમા અંજાઇ-તેણે અનુપાના હૃદયને હરી લીધુ હતું અને અત્યારે-અત્યારે-એ હૃદયના ટુકડા થઇ તેના ચરણ પાસે પડ્યા હોય એમ તેને લાગ્યુ.

"બોલ ! હવે શુ કરીશ ? તારો શો વિચાર છે ? રાજ્યની સુખ ત્યાગી, તારી જાતિને ત્યાગી, ચદાવત બની, અહીં જ રહીશ કે નહિ ?"

"કેમ બને અનુપા ?" સામત ધીરે, અસ્ફુટ સ્વરે, અર્ધ-વિશ્વાસથી બોલ્યો

"નારીહૃદયને ચરણ તળે છૂંદી નાખવાનુ સહેજે બને-જાતિ ત્યાગવાનુ કેમ બને ? જાતિ અને નારીહૃદય, એ બે વચ્ચે જાતિ જ વધુ મુલ્યવાન ! રાજસુખ અને નારીહૃદય, એ બે વચ્ચે રાજસુખ વધારે વાચ્છનીય ! બરાબર છે-બરાબર છે-જા !--જા !--એમ હોય તો જા ! મારા ભાગેલા હૃદયના ટુકડાઓ તારી મુઠ્ઠીમા દબાવી રાખી એ મુઠ્ઠીઓ વાળી રાજમહેલ તરફ દોડ ! જા ! જા !--મારા ભાઇના ઘાતક ! જા !—હું તને ક્ષમા—"

મૂર્તિઓ શું પુરૂષોની રમવા માટેનો નિર્જીવ, નિર્મુલ્ય વસ્તુઓ છે? ઓ રાજકુમાર! શું મારી સુંદરતા માટે, મારા રૂપ માટે, તેં આટલું કર્યું? તું રાજવંશી છો–રાજા દાનમલનો પાલિત પુત્ર છો; રૂપ તને વેચાતું યે મળત. પણ હાય! હૃદય! હૃદય! હૃદય!"

સામંત સ્થિર થઇ ગયો. બોલવા તેણે યત્ન કર્યો, છતાં તે બોલી શક્યો નહિ.

"ઓહ્! હું તને ચાહું છું કે તિરસ્કારૂં છું તે કહી શકતી નથી! હું તને તિરસ્કારૂં છું! તને નકારૂં છું! તને! હા તને! રાજકુમારને! સામંતસિંહને!—બનાવટી રાજમ..."

તે બોલતાં અટકી ગઇ. રાજમલ નામના ઉચ્ચાર સાથે તેને રાજમલ સાથેના પ્રેમપ્રસંગો યાદ આવ્યા, રાજમલની મીઠી પ્રેમભરી વાણી તેને કર્ણ-પટે અથડાવા લાગી, પ્રણયની મધુર સ્મૃતિ તેના નયન સમીપે કોઇ અકલ્પ્ય, સુંદર સૃષ્ટિ રચી રહી.

"રાજમલ! હા! હા! રાજમલ! હું તને કેમ તિરસ્કારૂં? તને કેમ અવગણું? ના! ના! હું તને ચાહું છું! હું તને ચાહું છું! પ્રાણથી પણ અધિક–શ્વાસથી પણ વિશેષ–મારા અસ્તિત્વથી પણ વધારે."

સામંત ગળગળો થઇ ગયો. હવે જ તેને ખ્યાલ

આવ્યો કે અનુપાના રૂપથી આકર્ષાઈ ક્ષણિક મોહથી તેણે તેને કેવી ફસાવી હતી તે જાણતો હતો. કે તેને રાજમહેલમાં પાછા ગયા વિના છૂટકો નહોતો–તે જાણતો હતો કે એ પોતે ગ્રાસ હતો ને અનુપા ચંદાવત જાતની હતી, તેથી તેમની વચ્ચે લગ્નસંબંધ સંભવિત નહોતો, છતાં–છતા–ક્ષણિક સુખ માટે–રૂપ-જ્યોતિમાં અંજાઈ–તેણે અનુપાના હૃદયને હરી લીધું હતું અને અત્યારે–અત્યારે–એ હૃદયના ટુકડા થઈ તેના ચરણ પાસે પડ્યા હોય એમ તેને લાગ્યું

"બોલ ! હવે શું કરીશ ? તારો શો વિચાર છે ? રાજવંશી સુખ ત્યાગી, તારી જાતિને ત્યાગી, ચંદાવત બની, અહીં જ રહીશ કે નહિ ?"

"કેમ બને અનુપા ?" સામંત ધીરે, અસ્ફુટ સ્વરે, અર્ધ-વિશ્વાસથી બોલ્યો.

"નારીહૃદયને ચરણ તળે છૂંદી નાખવાનું સહેલું અને–જાતિ ત્યાગવાનું કેમ બને ? જાતિ અને નારીહૃદય; એ બે વચ્ચે જાતિ જ વધુ મુલ્યવાન ! રાજસુખ અને નારીહૃદય; એ બે વચ્ચે રાજસુખ વધારે વાંચ્છનીય ! બરાબર છે–બરાબર છે–જા !–જા !–એમ હોય તો જા ! મારા ભાગેલા હૃદયના ટુકડાઓ તારી મુઠીમાં દબાવી રાખી, એ મુઠીઓ વાળી રાજમહેલ તરફ દોડ ! જા ! જા !–માગ ભાઈના ઘાતક ! જા !—હું તને ક્ષમા—"

" સબુર ! " પાછળથી ઘોઘરો અવાજ સંભળાયો.

સામંત અને અનુપાએ પાછળ ફરીને જોયું તો રહેજ પાછળ પર્વતની ઉંચાઇએ વૃદ્ધ સૂરજમલ ચાંદનીના પ્રકાશમાં ઉભેલો દેખાયો !

" ક્ષમા ? દીકરી ! તું તેને ક્ષમા કરશે, પણ મારા દીકરાનો જીવ ને મારી દીકરીનું હૃદય હરનારને હું ક્ષમા નહિ જ કરૂં ! "

સામંત થરથરી ઉઠયો—અનુપા અવાક્ બની ગઇ !

વૃદ્ધ સૂરજમલ પગલાં માંડતો નીચે ઉતર્યો ને તેમની પાસે આવ્યો. તેની વૃદ્ધ કાયા ધ્રૂજતી હતી. તેની આંખો એ શીતલ જ્યોત્સનામાં અંગારા વેરતી હોય એવો ભાસ થતો હતો. તે એવી તણખાઝરતી આંખોએ સામંત તરફ અનિમિષ જોઈ રહયો. એ આંખો જાણે સામંતના હૃદયને ભેદી તેની આરપાર નીકળી જવા મથતી જણાઇ. એ આંખો સામંતની બુદ્ધિ પર હથોડાના પ્રહાર કરતી જણાઇ. એ આંખો સામંતના આત્માને પીગળાવી નાખતી જણાઇ.

" ચંદાવત ! રાજકુમાર ! મારો શત્રુ ! મારી જાતિનો--મારા જીવનનો--મારી ભાવનાઓનો--મારી સંસ્કૃતિનો શત્રુ ! ને છતાં મારા જ ઘરમાં, મારી જ દીકરીનું હૃદય છૂંદી નાખી, મારા જ હાથમાંથી છટકી જવા માગે છે ? ન બને ! ન બને !

સૂરજમલ મનુષ્ય છે–પુતળુ નથી માણુસનાં સુખ-દુઃખ, માણુસના વેર, માણુસની વૃત્તિઓ તેનામા જાગૃત છે–મરી નથી ગઇ ! હુ તને ક્ષમા કરવાનો નથી !"

સામત હજી યે કાઇ બોલી શક્યો નહિ. તેને લાગ્યુ તેની વાચા સૂર્યાસ્તે કમળ બીડાતુ જાય તેમ બીડાતી જતી હતી.

"બોલ ! તારા રાજમહેલમા--તારા રાજ્યશ્રીની ભપકામા–વિલાસની પ્રતિમાઓ વચ્ચે આવી સરલ છોકરી તે કદી જોઇ છે ? નાલાયક ! તુ કોના હૃદય સાથે રમી રહ્યો હતો તેની તને ખબર હતી ? સસારના કપટથી અજાણુ જગતની ભુલાવનારી બાજીગરીથી--નિર્લેપ મારી આ કન્યાનુ હૃદય હરી લઇ, તેને આ પર્વતશિખરેથી જાણે નીચે પછાડી, તેના ટુકડેટુકડા કરી, હવે તુ નાચિતાઇથી ચાલ્યો જવા માગે છે ? ના ! ના ! સૂરજમલ ચંદાવત છે ! વૃદ્ધ છે, છત' જુવાનીનું જોમ તેનામા જીવતુ છે ! તેના પુત્રપુત્રી માટે તે વૃદ્ધ છે, તેના શત્રુ માટે તે જુવાન છે ! ઉભો રહે ! ઉભો રહે ! ! નાસીશ મા ! હુ આ આવ્યો ! ન્યાય તોળવાનો કાંટો લાવી આ આવ્યો !"

એમ કહી એ વૃદ્ધ ધબધબ કરતો પર્વત ચઢવા લાગ્યો જાણે કોઈ જાદુઇ શક્તિ।

અકથ્ય વેગથી, કોઇ અણકલ્પ્યા સામર્થ્યથી, એ વૃદ્ધ પર્વત ઉપર ચઢતો હતો. કોઇ મહાન વિજેતા જેવો એ ઉપર ને ઉપર ચઢતો જતો હતો. જરા વારમાં તે ખંડિયેરના મુખદ્વાર પાસે પહોંચ્યો અને ખંડિયેરની અંદર અદૃશ્ય થઇ ગયો.



## પ્રકરણ ૯ મું

## વીંઝાની તલ્વાગ

સામંત અને અનુપા આ જોઈ રહ્યા હતાં

સામંતનું માથું ફરવા લાગ્યું. ચાંદની જાણે તેના દેહ આખા પર વિષ વેરની લાગી પોતે શું કર્યું હતું એનો વિચાર આવતા જ તે અસ્થિર-શૂન્ય-જેવો બની ગયો

અનુપાનું હૈયું ભરાઈ આવ્યું હતું. બાળહત્યા, સરલપ્રકૃતિ એ આર્યાએ જીવનમાં આવી વિષમ દશા કદિ અનુભવી નહોતી.

જેને તે ચ્હાતી હતી. જેને ચરણે તેના તન-મનધન હતા, જેના સુખમાં તેનું સુખ હતું, એવા તેના પ્રિયતમને તેનો પિતા ક્ષમા આપવા ચ્હાતો ન હતો અનુપાનું હૃદય આ વિચારે કંપતું તેનો પિતા કોણ જાણે શું કરશે ?

એમાંથી કોઈ બોલ્યું નહિ-ઈચ્છા છતાં બોલી શક્યું નહિ

એવ ખડિયેરના દ્વારની બહાર નીકળી વૃદ્ધ સુરજમલ પાછો ધમધમ કરતો એ નાનો પર્વત ઉતરવા લાગ્યો.

તેના હાથમાં એ તલ્વાગ-નગ્ન તલ્વાગ-હતી ! એક હાથની હથેલીઓ આગળ પ્રસારી તે પર એક

તલ્વાર આડી સુવાડી રાખી તે પર્વત ઉતરી રહયો હતો.

અનુપાં ધ્રુજી ઉઠી !

ઓ પ્રભુ ! દ્વંદયુદ્ધ ?

પિતા અને પ્રિયતમ વચ્ચે ?

હવે શું થાય ? હવે શું થાય ?

સૂરજમલ માને તેમ નહોતો, એ અનુપા જાણતી હતી. ટેકમાં, લીધેલી વાતને વળગી રહેવામાં અને શત્રુને વખત આવ્યે ઉચિત શાસન આપવામાં સુરજમલ અતી દૃઢ હતો એ તેનાથી અજાણ્યું નહોતું.

સામંત સમજી ગયો. સૂરજમલ દ્વંદયુદ્ધ માગતો હતો. હજી યે શું કરવું તે એ સ્થિર કરી શકયો નહિ.

સૂરજમલ થોડી વારમાં ત્યાં આવ્યો અને પોતાના બેઉ હાથ લાંબા કરી કહ્યું "લે ! એક તલ્વાર લે !"

સામંત ચૂપ રહયો.

"લે !" સત્તાજનક સ્વરે સૂરજમલે કહ્યું.

કોણ જાણે કેમ સામંત એ સ્વરનો અધિકાર નકારી શકયો નહિ. તેણે એક તલ્વાર હાથમાં લીધી.

"ચાલ ! દ્વંદયુદ્ધ કર !"

સામંત નિસ્તબ્ધ રહયો.

"વ્હેલો થા !"

સામત ચૂપ જ રહ્યો.

"જોવા દે જગતને કે વૃદ્ધ ચદાવત અને યુવાન ઝાલો એ બેમા કોણ વીર છે--વિજયશ્રી કોને વરે છે ?"

સામત ન તો હાલ્યોચાલ્યો, કે ન તો કંઇ બોલી શક્યો.

"કાયર ! છાનો ઉભો છે ?---ચાલ---ચાલ---વીંઝ તારી તલ્વાર ! જોવા દે આ ચાંદનીને અમીતું દ્વંદ્વયુદ્ધ !"

"મારાથી નહિ—"

"શું ?" સૂરજમલ ત્રાડ પાડી ઉઠ્યો "નહિ લડાય ! લડવુ જ પડશે-લડવુ જ પડશે !! મારી પુત્રીના હૃદયહારક ને મારા પુત્રના દેહહારક લુંટારા ! લડવુ જ પડશે ! ત્હેલો થા ! ત્હેલો થા ! વખત ન વીતાવ !! યુદ્ધ જોવા આ જ્યોત્સ્ના અધીરી બની ગઇ છે !"

"બાપુ !" ધીરેથી ને દયાર્દ્ર સ્વરે અનુપા બોલી.

"ચૂપ ! એ લુંટારાનો પક્ષ ન લેતી જગત એનાથી કલંકિત બને છે-રજપુતી તેનાથી લજ્જાય છે ચાલ !-વીંઝ તારી તલ્વાર !"

સામતે આ વેળા તલ્વાર વીંઝવા યત્ન કર્યો જરા આમતેમ ફેરવીને કહ્યુ "નહિ ચાલે-કોણ

જાણે કેમ મારો હાથ ઉપડતો નથી !"

"નાલાયક ! અરજપુત !" સૂરજમલે એક લાત સામંતની પીઠે મારી "કોણ છો તું ? આટલો કાયર ? આવો બાયલો ? પ્રાણ માટે આટલી મમતા ?"

સામંતની રજપુતી જાગી ઉઠી. તેની પીઠે પડેલી લાતે તેનાંમાં શૌર્ય પ્રેર્યું. તેને લાગ્યું કે સૂરજમલ તેનું જોઇએ તે કરતાં વધુ અપમાન કરતો હતો. હવે તેણે યુદ્ધ કરવું જ જોઇએ. તે પણ કંઇ કાયર ન્હોતો. માત્ર પોતે કરેલાં કામથી પસ્તાઇ તે આટલી વાર ચૂપ રહયો હતો. પણ હવે તે-એક રજપુત-કેમ શાન્ત રહી શકે ?

"આવો ! એમ છે તો આવો ને આ ઝાલાની વીરતા જોઇ લ્યો ! આટલી વાર તમારી આમન્યાને ખાતર તલવાર ઉપડતી ન્હોતી. તમારી લાતે એ આમન્યાને લાત લગાવી છે. હવે આવો !"

ને એ ચમકતી ચાંદનીમાં બેઉએ સડસડાટ તલવારો વીંઝી !

"ઓ પ્રભુ ! આ હું શું જોઉં છું ?" અનુપાથી મનમાં બોલાઇ ગયું.

તેણે આંખો આડી હથેલીઓ ઢાંકી.

પણ એટલામાં તો તેને કાને તલવારોના વીંઝારા અથડાવા લાગ્યા. "સબ્-સબ્-સબ્ !" ધ્વનિ પર્વત

પ્રદેશની એ ઘેરી શાંતિમા ભંગ કરવા લાગ્યા.

બેઉ અપૂર્વ આવેગથી હવે લડતા હતા સૂરજમલ પોતાના સતાનોને થયેલા અન્યાયનો બદલો લેવા, સતાનપ્રેમથી અને જાતિપ્રેમથી અદ્‌ભુત પ્રેરણા પામી તલ્વાર વીંઝતો હતો !

સામત પોતાને થયેલા અપમાનથી ઉત્કટ ભાવે ઉત્તેજીત થઇ તલ્વાર ચલાવતો હતો

અનુપાએ હવે આખો આડી ધરેલી હથેલી ખસેડી ને દ્વંદ્વયુદ્ધ જોવા લાગી. તેની દ્રષ્ટિ પિતા પરથી પ્રિયતમ પર, ને પ્રિયતમ પરથી પિતા પર ફરવા લાગી

પરિણામ અનિશ્ચિત હતુ, છતા અનુપાને માટે આ યુધ્ધનું ગમે તે પરિણામ કરૂણ જ હતુ

પાછો તેને કાને તલ્વારોનો વીઝારો અથડાવા લાગ્યો “ સખ્-સખ્-સખ્ ! ”

કોઇ વાર સામત, તો કોઈ વાર સુરજમલ લડતા લડતા પર્વત પર ચઢી જતો ને તલ્વાર ફેરવતો.

અનુપાને ભાસ થયો જાણે તે પોતે જેમ સ્તબ્ધ બની આ દ્વંદ્વયુધ્ધ જુએ છે તેમ ચાદની પણ સ્થિર ભાવે આ યુધ્ધ નિરખી રહી છે, તેને ભાસ થયો યુધ્ધથી સામેનો મેરૂ જાણે ડગે છે-યુધ્ધનું શૌર્ય એ મેરૂને પ જાણે સ્પર્શે છે--તેને ભાસ થયો પાસે પડેલુ ભાઈનુ મૃત શરીર જાણે સ્હેજ ઉંચુ ડોકું કરી આ

યુધ્ધ જોઇ રહ્યું છે.

કોણ જીતશે? પિતા કે પ્રિયતમ?

યુધ્ધ પૂર જોશમાં ચાલુ હતું, કોઇ કોઇથી હારે તેમ નહોતું

આટલી વૃધ્ધ ઉમ્મરે પોતાના પિતાને અદ્‌ભુત શૌર્યથી લડતો જોઇ અનુપા અંતરમાં ગૌરવ અનુભવવા લાગી. એટલામાં—

હાય! એટલામાં સામંતની તલ્વારના એક ઘાથી સૂરજમલ પર્વતની તળેટી પાસે ભૂમિ પર પડી ગયો!

"સામતે અપમાનનો બદલો લીધો છે, હવે એ અહીં વધુ અપમાન સહેવા નહીં રોકાય."

આમ કહી લોહીવાળી તલ્વાર ફેંકી દઇ સામંત દોડયો!

અનુપા ક્ષણભર પોતાના ઘાયલ પિતા તરફ અને બીજી ક્ષણે નાસતા સામંતની પીઠ પાછળ જોઇ રહી.

"પિતા! પિતા! રાજ! રાજ! મારા હૃદયવલ્લભ! જાઓ નહિ! જાઓ નહિ!!"

ઘાયલ થઇ નીચે પડેલા વૃધ્ધ સૂરજમલના મુખમાંથી ધીમો, અસ્પષ્ટ સ્વર નીકળ્યો "જાતિદ્રોહિની! હજી એનો મોહ?"



# પ્રકરણ ૧૦ મું

## આદેશ

રાજગઢના વિશાળ ને સુશોભિત રાજમહાલયના એક ખાનગી આવાસમા રાજા દાનમલ બેઠો બેઠો હુક્કો ગગડાવતો હતો નકશીદાર જયપુરી હુક્કામા સુવાસિત તમાકુની લહજત રાજાને અનેરો આનંદ અર્પતી હતી તેની જમણી તરફ તેનો ખાસ સામંત વીરમલ બેઠો હતો.

એ આવાસ ભવ્ય અને કલાયુક્ત હતો છત પરનુ નકશીકામ હિંદની કલાનુ ગૌરવ વધારે એવુ હતુ. દીવાલ પર વિવિધ યુદ્ધ પ્રસગના, શગાર પ્રસગના, મિલન ને વિયોગના, હૃદયસ્પર્શી ચિત્રો આલેખાયેલા હતા ઝરૂખાની કમાન અને એ કમાનની ઉપરના ભાગનુ નકશીકામ મનને હરી લેતા. જયપુરી ગાલીચો બીછાવેલો હતો. એ ગાલીચા પર રાજા જરીકામથી ભરેલા ગોળ તકી-આને અટેલી હુક્કાની નળી બે હોઠ વચ્ચે રાખી ઝરૂખામાંથી આવતી શીતળ વાયુલહરીએ અને તમા-કુની સુવાસે વિરલ આનંદ અનુભવી રહ્યો હતો.

રાજાને પ્રસન્નવા રાજનર્તકી આવી હતી તેની સાથેના વાદકે વીણા વગાડવી શરૂ કરી ને રાજ-

નર્તકીએ ગાવું શરૂ કર્યું:—

તોરે નગર રાજા! કૈસે બસૈયાં?
કૈસે ભરન જાય રમની ગગરીયાં?

પનઘટ પે ઠાઢયો હે તોરો દુલારો,
બાંકી ભ્રૂવર હે ઔર બાંકી નજરીયાં.

આવે રસનકો, સતાવે સબનકો;
હારી હે તાસે યે સારી નગરિયાં.

કહેતી હું "જાને દો, ઘર સાસ ઠાઢી,
આવનકી સિરપે હે કારી બદરિયાં"

નાહિ સુને મોર કછુ વો નિઠારો,
ઐસો કરે શોર બાંકે સવરીયાં,

કૈસે રહું તોરી નગરીમેં રાજન્.
જાતી હું તજ કે તીહારી નગરિયાં.

રાજા આ ગીત સાંભળી આછું સ્મિત કરી રહયો. આજ તેનું ચિન્ત આનંદમાં હતું. સામંત ત્રણ દિવસ થયાં આવી ગયો હતો. તે મળતો નહોતો ત્યારે રાજા ઘણો ખિન્ન થયો હતો. હવે એ

ખિન્નતા દૂર થઇ હતી વળી આજે તેના મગજમા બીજો જ વિચાર ઘોળાતો હતો ને એ વિચારે એ સવિશેષ આનદ પામતો હતો.

તેણે હાથની ઇશારત કરી, એટલે નર્તકી નમન કરીને ચાલી ગઇ

રાજાએ હુક્કાની નળી બે હોઠ વચ્ચે દાબી ઉડો શ્વાસ લીધો પળભર પછી ધુવાડાના ગોટા તેના મુખમાથી નીકળી વિવિધ આકાર ધારણ કરી ઉચે ચડવા લાગ્યા. રાજા એ ધુમગોટના વિવિધ આકાર ને ઉચે ચડતા જોઇ રહ્યો તેની કલ્પના જાગી ઉઠી તેને લાગ્યુ તેનુ સુખ ઉચે ને ઉચે ચઢતુ જતુ હતુ, કારણ રાજગઢને તે જીત્યો હતો તેની પ્રજાને એ સપૂર્ણ રીતે દાબી શક્યો હતો સામત –તેનો પાલિત પુત્ર–પાછો મળી આવ્યો હતો ને હવે પોતાની પુત્રી સ્નેહવતી જોડે સામતનો લગ્નસબધ બાધવા વિચાર કરી રહ્યો હતો એ વિચાર પાર પડતા તેના સુખમા શી મણા રહેનાર હતી ?

આ પ્રમાણે રાજાની કલ્પના એ ધુમગોટને વિધ વિધ રૂપે ઉચે ચઢતા જોઇ આશાની કોઇ અનેરી ઇમારત રચી રહી હતી

“ વીરમલ ” તેણે નળી મોંમાં લઇ હુક્કો ગડગડાવતા કહ્યુ “ સામતના લગ્ન હવે રાજકન્યા સાથે તુરતમા કરી નાખવા ચાહું છુ હુ જાણુ છુ કે

એ બેઉ આ વાતમાં રાજી છે, છતાં સામંતને પૂછવું જોઇએ; ખરૂં ને ? ' વીરમલ સામે બે આંખો સ્થિર કરી રાજાએ પૂછ્યું.

" મહારાજ ! મને તો એ મેળ સોના ને સુગંધ જેવો જણાય છે. સામંત વીર છે–યુવાન છે–રાજ વંશી પણ છે–આપનો વિચાર દરેક રીતે યોગ્ય છે. "

" તો જા, તું જાતે જ જઇને સામંતને અહીં તેડી લાવ. હું તેને પૂછી લઉં " રાજાએ ઇચ્છા પ્રકટ કરી.

વીરમલ ઉભો થયો ને તુરત ત્યાંથી ચાલ્યો ગયો.

રાજા હુક્કો ગડગડાવતો જ રહ્યો. તેમાંથી નીકળતા ધુંવાડાએ જાણે લગનમંડપનો આકાર ધારણ કર્યો હોય એવી તેને કલ્પના થઇ. એ મંડપ નીચે પરણતાં વરકન્યા–સામંત ને સ્નેહવતી–તેણે જોયાં. પોતે જાણે એ પરણી ઉતરતાં યુગલને ઉભરાતા હૃદયે આશીર્વાદ આપી રહ્યો હોય એમ લાગ્યું.

" મારા વફાદાર સેનાપતિ જોરાવરમલે મરતી વખતે સામંતને મને સોંપેલો. પ્રભુ જાણે છે કે મેં સામંતને પુત્રથી પણ અધિક ગણ્યો છે ને તેના લાલનપાલનમાં કશી મણા રાખી નથી. આજ એ સર્વના બદલારૂપે એ યુગલને જોઇ મારી આંખો ઠરશે ને મારા સુખમાં કાંઇ ઉણપ નહિ રહે. "

એટલામાં વીરમલની સાથે સામંતે એ ભવ્ય દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

"સામંત–આર–એસ" રાજાએ કહ્યું ને હુક્કો ગગડાવ્યો

સામંત રાજાની સન્મુખે ગાલીચા પર બેસી ગયો

"સામંત !" રાજાએ ધીર પણ ગંભીર સ્વરે કહ્યું, "તું જાણે છે કે મારી અવસ્થા થઇ મારા પછી આ રાજ્યનો ધણી તું જ થઇશ દીકરા ! તારા બાપે મને સોંપ્યો ત્યારથી મેં તને પુત્રવત્ રાખ્યો છે, એટલે તારા પ્રત્યે મારી અનહદ મમતા છે એ મમતાનો બદલો તુ આજ પિતૃ-ભક્તિ બતાવીને વાળીશ એવી મારી ખાત્રી છે. જો ! સાંભળ ! હું તારા લગ્ન રત્નદેવની સાથે..."

સામંત જરાક ચમક્યો, પણ રાજા તેનો હૃદયભાવ જાણી ન જાય એ રીતે પાછો તરત જ સ્વસ્થ થઇ ગયો ને કહ્યું "પણ. "

"જો સામંત—એ પણ બણ કાંઈ નહિ તમારા મન એક બીજા તરફ છે એ હુ ક્યા નથી જાણતો ? ને એથી તો હુ વધારે આનંદિત થઈ આ ગાંઠ બાંધીશ."

"પણ એક વાત "

"હું સમજ્યો, તું હજી વિલંબ કરવાનું કહે છે, પણ દીકરા ! માનવીની કાયાનો શો ભરોસો ?

મૃત્યુનો કઠોર પ્રહાર મારી આશાની ઈમારતને ક્યારે તોડી નાંખશે એ નિશ્ચિત નથી. તમને આશિર્વાદ દઇ મરૂં એટલે બસ. ”

સામંત વિચારમાં પડી ગયો. રાજા દાનમલ તેનો પાલક પિતા હતો, છતાં તેનું હૃદય તેના પ્રત્યે વાત્સલ્યથી . પરીપૂર્ણ હતું. પુત્રવત્ એ રાજા એને વ્હાતો હતો.

શું કરવું ?

એ વાત્સલ્યની, સ્નેહનાં સાધનો વડે રચાયેલી, ઇમારત તોડી નાખવાનું સાહસ સામંતથી કેમ બને ? તેને જીવનભર ઉછેરનાર ને પુત્રવત્ રાખનાર તેના પાલક પિતાના જીવનની એક માત્ર ઇચ્છા–અંતરની એક માત્ર આશા–સંસારમાંથી વિદાય લેતા પહેલાંની એક માત્ર વાંચ્છના–તે વણપૂરી કેમ રાખી શકે ?

તેણે સ્હેજ ઉંચું જોયું, તો રાજાના હુક્કામાંથી ધુમગોટ નીકળી રહ્યા હતા. એને એ ધુમગોટા ધુમ્મસના સમૂહ લાગ્યા. જાણે પૃહાડો પરતું એ ધુમ્મસ અને એ ધુમ્મસના અર્ધ–ઘેરા પડની પાછળ પર્વત પર અનુપા ઉભેલી તેને દેખાઇ. નરી સરલતાની મૂર્તિ સમી, ગ્રામ્ય જીવન જીવતી સરલહૃદયા આર્યાની એ કલ્પનાછબી ક્ષણવાર તેને વિવશ બનાવી રહી. તેને લાગ્યું જાણે તે એક પ્રચંડ મુષ્ટપ્રહારથી અનુપાના અતિ સરલ ને કોમલ હૃદયને ખંડખંડ

ફરી રહ્યો છે ને એ ખડિત ટુકડાઓ લઇ તે વડે તેના પાલક પિતાની આશાની પૂર્તિરૂપ ઇમારત બાંધી રહ્યો છે.

તેનું હૈયુ ભરાઇ આવ્યું ! આંખમાં આંસુ આવવા જેવુ થયુ તે માંડમાંડ રોકી રાખ્યું. કેવો અભાગી હતો એ ? તેના પાલક પિતાની જીવનઇચ્છા તે પૂરી શકતો નહોતો

તેણે મહા મહેનતે ઉંચુ જોયુ, તો જણાયું કે રાજા દાનમલ અનિમિષ નેત્રે તેના પ્રત્યે જોઇ રહ્યો હતો તે તેના હૃદયભાવ ઉકેલવા મથી રહ્યો હતો

"બાપુ ! તમારી આજ્ઞા માથે છે, પણ મને "

"આજ્ઞા માથે છે પછી 'પણ' શું ? સામંત ! તું આમ ગુંચવાય છે શાને ? સ્નેહવતી રહેજ ઉછાંછળી છે ખરી એ હુ જાણુ છુ—શુ તેણે તને કાંઇ દુભવ્યો છે ?"

"ના—ના—બાપુ ! એવુ કાંઇ જ નથી પણ..."

"કંટાળ્યો હું તારા 'પણ'થી—જે હોય તે કહી નાખ" રાજાએ ઝડપથી કહ્યુ ને પછી તેટલી જ ઝડપથી હુક્કાનો દમ લીધો

"થોડો સમય મુલતવી રાખો તો ?" સામંતે કહ્યુ.

"કારણ ?" ભવા રહેજ ઉંચાં કરી રાજાએ

પૂછયું.

" સ્નેહવતીનો વિચાર......"

રાજા વચમાં જ બોલી ઉઠયો " દીકરા ! તેને તો મેં કયારનું ય પૂછી લીધું છે. બસ ! –એટલા માટે જ તું અચકાતો હતો ? લે–એ વાતનો તો સ્ફોટ થઇ ગયો. વીરમલ ! સાંજે રૂદ્રદત્ત મહારાજને બોલાવી મંગાવ. મુહૂર્ત પૂછી લઇએ ને તૈયારી કરીએ."

સામંત કશું જ બોલી શકયો નહિ–બલ્કે હવે શું બોલવું તે તેને સૂઝયું નહિ.

" દીકરા ! લે ત્યારે હું જાઉં છું–વીરમલ ! મારી સાથે ચાલ–શી શી તૈયારીઓ કરવી એની વાત કરીએ. આવ !"

હુક્કાની નળી એ હોઠ વચ્ચેથી બહાર કાઢી લઇ, નીચે પડતી મૂકી, રાજા દાનમગ્ન ઉઠયો. વીરમલ તેની સાથે જ ઉભો થયો ને બેઉ ચાલ્યા.

સામંત તેમને જતા જોઇ રહયો. તેનું હૈયું ભરાઇ આવ્યું હતું. એ આવેગ તેણે મહા મહેનતે રોકી રાખ્યો હતો. રાજા જતાં એને માર્ગ મળ્યો.

તે રડી પડયો. પાસે પડેલા ગોળ તકીયા પર માથું ઢાળી તે આંસૂ વહાવવા લાગ્યો.

" અનુપા ! અનુપા ! મારા અંતરની પ્રતિ-ચ્છાયા સમી અનુપા ! જો ! જો ! તને હું

ભૂલ્યો નથી હા ! હા ! આજ મારૂં આ હૃદય કપાઇ જાય છે. તારી આશાની વેલને છુદના મારૂં પોતાનું અંતર છુદાય છે-કચરાય છે ! ” .

આસુનુ પૂર તેના નયનમાર્ગેથી વહેવા લાગ્યું. મુલાયમ રેશમી તકીયો આંસુએ અર્ધ ભીંજાઇ ગયો.

તે કુમળા ભગવા લાગ્યો—કોણ જાણે કેમં આસુનુ પૂર તે ખાળી શકતો જ નહોતો—તે છૂટે હૈયે રડી રહ્યો હતો !

“ સરલ આર્યાના હૃદયને છૂંદનાર આ નરાધમ સામતની કરૂણ દશા ઓ આકાશ ! આ ભવ્ય આવાસની છત ભેદીને તુ જો ! રે ! રે ! મારા જેવો હીનભાગી આ સસારમા કોણ છે ? અનુપા ! દેવી ! વ્હાલી ! જો ! આ સામતની દશા જો ! માગ કરેલા કઠોર કૃત્યનુ આ કરૂણ ફળ જો ! નિઠોર આચરણનું હૃદયદ્રાવક પરિણામ જો ! અનુપા, અનુપા ! મને ક્ષમા કરજે, મેં તારૂ જીવન આખુ ખંડિત કીધુ છે-તારૂં હૃદય આખું નિરાશાની કાલિમાથી શ્યામ બનાવી દીધુ છે. ઓ ભગવાન ! ”

ને ફરી તકીઆ પર માથું ઢાળી તે ચોધાર આંસુએ રડતો રહ્યો—જાણે વર્ષો થયા તેના હૃદય પ્રદેશે સંચિત થયેલ આંસુના પૂર, આજ માર્ગ મળતા, બહાર નીકળતાં હતા

આવી રીતે તે થોડીવાર રડી રહયો હશે; એ પછી એને લાગ્યું કે તેના માથાના વાળ પર કોઇની કોમળ અંગુલીઓ ફરી રહી એ વાળને પસવારી રહી છે. તેણે માથું તકીઆ પરથી ઉપાડ્યું ને જોયું તો—

ઉત્કટ પ્રેમના ધોધ નયનપ્રદેશથી વહાવતી રાજકન્યા સ્નેહવતી ત્યાં ઘુંટણ પર બેસી તેની સામે જોઇ રહી હતી!

" કાં–આમ કાં–સામંત ? "

" કાંઇ જ નહી સ્નેહવતી–મારા સ્વર્ગસ્થ પિતાજીની યાદી આજે હૈયે ચઢી આવી ને આંસુ રોકાયાં ન રહ્યાં. "

તેણે ઝટઝટ આંસુ લૂછી નાખ્યાં ને તે ઉભો થયો.

રાજકન્યા પણ ઉભી થઇ ગઇ.

" બીજું તો કાંઈ નથી ને સામંત ? " ઘેરા સ્નેહભાવથી સ્નેહવતી બોલી.

" ના—બીજું કાંઇ જ નથી. " પોતાના આત્માને ઠગીને બોલતો હોય તેમ સ્હેજ સંકોચથી ને ધીરેથી સામંત બોલ્યો.

" મેં તમને કદીય રડતા જોયા ન્હોતા. પુરૂષ તે વળી રડતા હશે? —રડવાનું તો નારીના નસીબમાં હોય! "

હા, હા! સત્ય વાત! સત્ય વાત'! નારીના જ નસીબમાં રડવાનું હોય છે. શું તેણે અનુપાના અંતરની આશાની વેલને જળ સીંચી, હવે એ વેલને ચરણ તળે છૂંદી નાખી, તેને રડાવી નહોતી? સત્ય વાત! સત્ય વાત'! આ સંસારમાં નિષ્ઠુર પુરૂષો જ નારીને રડાવે છે. નારીહૃદયનું મુલ્ય તેમને હોતું નથી. નારીને પુરૂષ માંસલ મૂર્તિ—જીવનને આનંદવા માટેનું રમકડું—ગણે છે. તેના સૌંદર્યને પૂજાની વસ્તુ ન ગણતાં ઉપભોગવાની વસ્તુ ગણે છે. રે પુરૂષ! નિષ્ઠુર પુરૂષ! શું તું આ જગતમાં નારીને રડાવવા જ જન્મ્યો છે?

તેને કલ્પના થઇ કે એણે પોતે રડતાં રડતાં આંસૂની ઇમારત રચી. એ ઇમારતની ટોચે તેને અનુપાની મૂર્તિ ઉભેલી દેખાઇ. થોડીવાર પછી એ ઇમારત તૂટી પડતી જણાઇ—ટોચે ઉભેલી મૂર્તિ આંસૂના પ્રવાહમાં ડુબી ગઇ.

તે થોડીક ક્ષણ આ કલ્પનામાં ડુબ્યો જ રહ્યો. સ્નેહલતા તેની સામે જોઇ રહી હતી. સામંતને વિચારમાં ડુબેલો જોઇ તે બોલી,

"સામંત! તું કહેતો નથી, પણ તું કાંઇક ઊંડા વિચારમાં છો."

"ના-ના કાંઇ જ નથી સ્નેહલતા!"

"ત્યારે ચાલો-બગીચામાં આવો—ત્યાં વાયુની

મીઠી લહરી છે, પ્રસ્ફુટિત પુષ્પોની સુગંધ છે, સૂર્યનો જાગૃતિકર પ્રકાશ છે—ને—ને......"

"ને શું?" સામંતે પૂછ્યું.

"સ્નેહવતીની સાથે સામંત પણ છે."

સામંત બનાવટી હસ્યો ને તેઓ બેઉ એ આવાસની બહાર નીકળ્યાં.



# પ્રકરણ ૧૧ મું

## ઉન્માદિની

સૂર્ય જાણે થોડી વારમા નમશે એમ લાગતુ સધ્યા હજી આવી નહોતી, પણ એ સલુણી- સુદરીના આગમન માટેની તૈયારીઓ ચોદિશ દેખાતી તડકાની પ્રખરતા ઓછી થતી જતી હતી

અનુપા પોતાનુ ખડિયેર છોડી અર્ધો ગાઉ દૂર ભરવાડોના કેટલાક ઝુપડાઓ પાસે આવી હતી—પ્રતિદિન સંધ્યા સમયે ને સવારે તે દૂધ લેવા અહીં આવતી તાબડી કદિક હાથે, તો કદિક માથે ધરી, સવારે સૂર્યના ઉદયના પ્રકાશમા કે સૂર્યની નમતી છાયની રેખાઓ વચ્ચે, સધ્યાના આગમન પહેલાના સમયે, તે આનદતી, કોઇક વેળા ધીરૂ ડોલતી ને કોઇક વેળા ગાતી ચાલતી

—પણ હમણા થોડા દિવસ થયા કોઇક અગમ્ય વિષાદી ભાવ તેને અંતરે ને તેને મુખે, છવાઇ ગયો હતો

સામતની તલ્વારથી ઘવાયેલો તેનો વૃદ્ધ પિતા હવે સાજો થઇ ગયો હતો

—પણ સામંતની સ્મૃતિ અનુપાને અતરે અહો- નિશ ચિત્રિત હતી એ નિર્દોષ સરલહૃદયા બાલિકાએ આ જીવનમા પોતાનુ હૃદય એક માત્ર સામતને જ

આપ્યું હતું. સામંત જ તેનો આનંદ, સામંત જ તેનું જીવન, સામંત જ તેનો સૂર્યચન્દ્ર, સામંત જ તેની સવાર કે સંધ્યા, સામંતજ તેનું સર્વસ્વ હતો.

ને હમણાં ઉંડા વિષાદે ડૂબી, માથે તાંબડી ધરી, જમણો હાથ ઉંચો કરી, એ હાથની હથેલીનો ટેકો તાંબડી પડી ન જાય એ માટે આપી, તે ધીરો ચાલે ખેતરોની બાજુએથી ચાલી જતી હતી.

કોઇક વાર ખેતરને બદલે બે બાજુએ ઝાડની ઘટાઓ આવતી. એ ઘટાઓ વચ્ચેથી પસાર થતી અનુપાને કોઇક વેળા કલ્પના થઇ આવતી જાણે સામંત એ ઘટામાંથી બહાર નીકળ્યો–તેની આંખમાં આંસૂ હતાં–તેની મીટમાં વિનંતી હતી–તેણે અનુપાનો હસ્ત ઝાલ્યો–ક્ષમા ચાહી–ને જીવનભર તેની સાથે જ રહેવાનું વચન આપ્યું.

અનુપા આનંદી ઉઠી–જાણે ખરેખર સામંત મળ્યો હોય તેમ મનમાં વાત કરતી ઉભી રહી ગઇ. ઓચિંતો તાંબડીને ટેકવેલો તેનો જમણો હાથ ત્યાંથી ઉપડી નીચે આવ્યો ને તાંબડી માથા પરથી હેઠે આવી પડી ત્યારે જ અનુપાને ભાન આવ્યું કે એ તો દીવાસ્વપ્ન હતું.'

હા ! કેવી સુંદર કલ્પના હતી એ ? કેવું મીઠું ને આનંદજનક દીવાસ્વપ્ન હતું એ ? આશાની પૂર્તિ કરતાં આશાની સ્મૃતિ વધુ સુખકર હોય છે.

સત્ય કરતા કલ્પના વધુ સુદર, વધુ ભવ્ય ને વધુ આનદજનક હોય છે

—પણ અફસોસ ! દીવાસ્વપ્નો કે દીવાકલ્પના થોડીક ક્ષણ જ ટકે છે–આશાની સ્મૃતિને નિરાશાનો અગ્નિ તરત જ પીગળાવી દે છે. સામંત તેને તજી ગયો હતો એ વિચાર આ દીવાસ્વપ્ન પછી પાછો તરત જ અનુપાને આવ્યો ને તેની મધુર સ્મૃતિ દુ ખદ સ્મરણમા ફેરવાઇ ગઇ.

અતિ દુ ખિત બની, સ્હેજ નીચી વળી, તેણે તાબડી ઉપાડી ને પાછી માથે મૂકી, પુનઃ જમણો હાથ તાંબડીને ટેકવી, તે પૂર્વવત્ ચાલવા માંડી

તેને અંતરે ગહન વ્યથા ભરી હતી તેનુ પ્રેમજીવન, તેના આશાસ્વપ્નો, તેની સુખકર ઘડીઓ, સૌ વિલાઈ ગયુ હતુ !

અતરે દુ.ખ, ચરણે ભાર, નયને નિરાશાજનક સમણા, એ સર્વ સાથે અનુપા ધીરી ગતિએ ચાલતી હતી

કેવો સુખદ સમય હતો એ, જ્યારે ધોધની સમીપ, નમતી સધ્યાની સોનેરી છાયના છત્ર હેઠળ, સામતની સાથે એ બેઠી હતી ને પ્રેમાલાપથી જીવનને સ્વર્ગીય બનાવ્યુ હતુ ? અને કેવી દુ ખદ ઘડીઓ હતી આ જ્યારે સામંતની સ્મૃતિનો ભાર હૃદયે વહન કરતી તે ચાલી જતી હતી !

ધૂળ વા ખેતરની લીલીછમ લીલોતરી; કશા ય તરફ તેનું ધ્યાન નહોતુ.

તેને એક જ ધ્યાન હતું—તે સામંતને મળવાનું! સામંતને મળવાનું!!

બેઉ બાજુના વૃક્ષોની હાર તેના દોડવાથી સામી બાજુએ દોડતી જણાતી "સૂ સૂ" સૂસવતો પવન તેના દોડવાની ગતિથી તેની સામે અથડાતો, તેની ઓઢણીના પાલવને વાતાવરણમાં કોઇ પ્રેમધ્વજ સમો ફરફરાવતો હતો.

તે દોડી જતી હતી-અસ્થિર--અસ્વસ્થ અવિશ્રાંત ભાવે!

ખેતરોમાંથી પાછા વળીતા ખેડુતો આ રીતે અનુપાને દોડી જતી જોઇ નવાઇ પામતા હતા. માર્ગ પરનાં ઝુપડાંઓમાં વસતી ખેડુતની સ્ત્રીઓ આ ગાંડી સ્ત્રીને આવી રીતે આવેગથી દોડતી જોઇ રહી હતી. ખેડુતનાં નાનાં તોફાની બાળકો અનુપાને પોતાના જેવી જ તોફાની ગણતાં ને તેને આમ દોડતી જોઈ આનંદથી અર્ધ-નાચતાં.

પણ એ સર્વ તરફ અનુપાનું સ્હેજ પણ ધ્યાન નહોતું. તેને તો બને તેટલું જલ્દી રાજમહેલમાં પહોંચવું હતું સામંતને નીરખવો હતો ને પોતાને તજનાર એ નિષ્ઠુર પુરૂષ પાસેથી ન્યાય મેળવવો હતો.

એ સૂર્ય અસ્ત થતા હતા—એક ઉંચે વ્યોમનો

અને બીજે અનુપાના અંતરની આશાનો !

માથા પરનો તેની ઓઢણીનો છેડો ઉડી ગયો —અનુપાએ તેની દરકાર કરી નહિ ને જો એક સરખા વેગથી, પોતાના પગે ઉડતી રજનાની ધૂળમ દોડતી એ વેળા લાગતું જાણે ધુમ્મસ પાછળ સૂર્ય છૂપાયો હતો !

તેનો શ્વાસ ભરાઇ આવ્યો હોઇ વેળા તે પડ પડુ થઇ જતી છતાં તે થંભી નહિ

કેમ થંભે ? સામંતના લગ્નના સમાચાર એને વિજળી કરતા પણ અધિક ચોંકાવનારા હતા !

આ રીતે પુર વેગે દોડતી દોડતી તે રાજદ્વાર આવી પહોંચી માર્ગમાના લોકો આ ગાંડી સ્ત્રીને દોડતી જોઇ રહ્યા કેટલાક ઝરૂખામાંથી જોતા હતા ત્રણચાર બાળકો આ સ્ત્રીને ગાંડી સમજી પાછળ દોડ્યા

—પણ અનુપાને એ કશાની પરવાહ નહોતી ! તે તો એકસરખા વેગથી રાજમહેલ તરફ દોડતી હતી

તે રાજમહેલના દરવાજા પાસે આવી પહોંચી પહેરો ભરતા સીપાઇએ કહ્યું "સબુર ! ક્યાં જાય છે ?'

પણ અનુપા અધીર હતી—તેણે જાણે કંઇ સાંભળ્યું જ ન હોય એ રીતે સંત્રીનો. દરવાજો વટાવી તે અંદર દોડી સીપાઇ તેની પાછળ દોડ્યો !



# પ્રકરણ ૧૨ મું

## સબુર !

રાજગઢના રાજમહેલમાં આજ જબરી ધામધૂમ હતી.

રાજાની એકની એક કન્યા સ્નેહવતીનાં લગ્ન રાજાના મૃત સેનાપતિ જોરાવરમલના પુત્ર સામંતસિંહ વેરે આજ થવાનાં હતાં.

મહેલને અજબ રીતે શણગારવામાં આવ્યો હતો. પ્રત્યેક ઓરડાના દ્વાર પર તોરણ બંધાયું હતું. ચોગાનમાં અતિ સુશોભિત જરીયાન શમીયાણો ઉભો કરવામાં આવ્યો હતો. એ શમીયાણાની વચ્ચોવચ્ચ ચોરી બાંધી હતી અને બેસવાને માટે ચારે તરફ ગાલીચા બીછાવ્યા હતા. એ ગાલીચા પર એક જગ્યાએ રાજાને બેસવા માટે રત્નજડિત ખુરશી મૂકેલી હતી.

શમીયાણામાં રાજવંશી સ્ત્રીપુરૂષો અને આગેવાન નાગરિકો અને નાગરણો બેઠાં હતાં. ચોરીમાં રાજપુરોહિત વચ્ચે અગ્નિ સળગાવી, લગ્નની સર્વ સામગ્રી તૈયાર કરી, બેઠો હતો. ચારે તરફ સુવાસિત ધૂપ વાતાવરણને સુગંધિત બનાવી રહ્યો હતો. પીતળની અનેક દીવીઓમાં બળતા દીપકો શાન્ત ઓજસ્વી

પ્રકાશ પાડી રહ્યા હતા.

સૌ રાજાના આવવાની રાહ જોઇ રહ્યા હતા

અંતે રાજા દાનમલ મહેલના એક ઓરડામાંથી નીકળી, મહેલનાં પગથીઆ ઉતરી ચોગાનમાં આવ્યો અને શમીયાણામાં ગોઠવેલી રત્નજડિત ખુરશી પર બેઠો

બ્રાહ્મણે રાજાને આશિર્વાદ આપનાર શ્લોક ઉચ્ચાર્યો

દાનમલના આનંદનો પાર નહોતો તેની આશાની ઇમારત આજ પરીપૂર્ણ થતી તેને દીસતી હતી તેના નયનના નૂર સમી તેની પુત્રી સ્નેહવતીને તે આજ સામંત સમા વીર ને રાજવંશી યુવાન વેરે લગ્નબંધને બાંધતો હતો—પ્રભુનિર્મિત રૂણથી આજ તે મુક્ત થતો હતો

રાજાએ વરકન્યાને લાવવાની આજ્ઞા કરી

થોડીવારમાં વરકન્યા આવી પહોંચ્યા. તેમની પાછળ રાજનારીઓ મંગળગીત ગાતી હતી.

સામંતે આછો ગુલાબી સુરવાળ ને તે પર જરીયાન અંગરખું પહેર્યાં હતાં. શિર પર રત્નજડિત મંદીલ હતું. પગમાં જરીથી ભરેલી મોજડીઓ હતી શાન્ત ભાવે, અતિ ગંભીર બની, તે કન્યા સાથે ચાલતો હતો.

સ્નેહવતીએ જરીથી ભરેલું લાલ પાનેતર પહેર્યું હતું. પગમાં ને હાથમાં મેંદીની લાલ આકૃતિઓ દીપના પ્રકાશમાં સવિશેષ ઝળકી ઉઠતી જણાતી.

માથે સેંથીની વચ્ચેથી ઝીણાં રત્નોની હાર ગુંથી હતી ને એ હાર કપોલપ્રદેશ આગળ આવતાં જમણી ને ડાબી બાજુએથી છેક કાનના પાછલા ભાગ સુધી ગુંથાઇ હતી. નાકમાં અનેરો રત્નજડીત હીરો ચમકતો ને દીપમાંથી નીકળતાં કિરણો એ હીરા પર અથડાઇ, દ્વિગુણિત પ્રકાશિત થઇ, પાછાં વાતાવરણમાં ફેલાતાં ને વાતાવરણને બમણું પ્રકાશિત કરતાં.

સ્નેહવતી પણ શાન્ત ભાવે છતાં મુદિત હૃદયે સામંતની બાજુએ ચાલી આવતી હતી.

વરકન્યાએ શમીયાણા હેઠળ પ્રવેશ કર્યો ત્યારે આસપાસ બેઠેલાં નરનારીઓમાંના અનેકે તેમના પર ફૂલની વર્ષા કરી.

ધીમે ગંભીર પગલે ચાલી ચોરીમાં આવી વરકન્યા ત્યાં બીછાવેલા જરોથી ભરેલા નાનકડા ગાલીચા પર બેઠાં.

રાજપુરોહિતે લગ્નવિધિની તૈયારી કરી—બળતા અગ્નિમાં થોડું ઘી રેડયું—પોથીનાં પાનાં વ્યવસ્થિત ગોઠવ્યાં, ને કુંકમાવટી લઇ વરકન્યાને શુભ કપાળે ચાંદલો કર્યો.

પછી રાજપુરોહિત ધીમે પગલે, પણ આનંદથી, રાજા દાનમલ પાસે આવ્યો ને તેને ચાંદલો કર્યો.

રાજાના અંતરમાં આ વેળા આનંદનો સાગર ઉલટતો હતો. તે અતિ ભક્તિ ને આનંદથી, બેઉ

નેત્રોને સ્હેજ મીંચી, પુરોહિત સામે હાથ જોડી ચાલ્યો કરાવી રહ્યો.

—એટલામાં થોડે છેટેથી એક તિવ્ર બૂમ સંભળાઇ "સબુર !"

સૌનુ ધ્યાન એ તરફ ખેંચાયુ રાજાએ પણ આંખો ઉઘાડી નાખી.

તે અનુપા હતી ! શ્વાસભેર દોડતી તે શમી-યાણા તરફ આવતી હતી ! તેની પાછળ મહેલનો દ્વારપાળ દોડતો હતો !



# પ્રકરણ ૧૩ મું

## ન્યાયનો કાંટો

સૌ સ્તબ્ધ બનીને એ દિશા તરફ જોઇ રહ્યાં !

અનુપાનો શ્વાસ ભરાઇ આવ્યો હતો. તે હાંફતી હાંફતી રાજાના આસનથી થોડે દૂર ઉભી રહી !

"મહારાજ ! માનતી નથી ! ના કહેવા છતાં અંદર દોડી આવી." દ્વારપાલે પોતાનો બચાવ કરતાં કહ્યું.

રાજાએ એ છોકરી તરફ નખશિખ જોયું ! ઘણું દોડવાને લીધે એના ઘઉંવર્ણા દેહ પર રતાશભરી ઝાંય છવાઇ હતી ને તેમાં એ ગ્રામ્યકન્યા અધિક દીપતી. તે જોરથી શ્વાસ લઇ રહી હતી. તેની આંખો વરકન્યા તરફ ચોંટેલી હતી, ને જાણે કંઇક ઉત્પાત મચાવવા આવી હોય એવું એના મુખ અને એની આંખો પરથી વંચાતું.

"તું કોણ છે છોકરી ? ને આમ શા માટે કરે છે ?" રાજાએ ઉત્સુકતાથી પૂછયું.

અનુપા બે વાર શ્વાસ લીધા પછી બોલી "મહારાજા ! ન્યાય મેળવવા માટે ગરીબને આનાથી પણ વધારે ચિન્તા, વધુ કષ્ટ ને વધુ વિષમ સ્થિતિ ભોગવવી પડે છે."

" એટલે ? " જરાક ભવાં ચડાવી દાનમલે પૂછ્યું

" એટલે એ કે પુરૂષની બેવફાઇએ જગતને સ્વર્ગમાંથી નર્ક બનાવ્યું છે "

" સ્પષ્ટ વાત કર છોકરી ! મોઘમ વાત સાંભળવા જેટલો ને લાંબી ચર્ચા કરવા જેટલો સમય નથી. લગ્નનું મુહૂર્ત વહી જાય છે "

" તો બોલો રાજન્ ! તમારા રાજ્યમાં જો કોઈ પુરૂષ, કોઇ કુમારી કન્યાને ભોળવી, તેને પ્રેમમાં ફસાવી, પછી તેને છેહ દઇ, એ ગરીબ બાલિકાને તજી, અન્યત્ર લગ્ન કરે તો એ તમારે મતે કઇ સજાને પાત્ર છે. ? "

" કોણ છે એવો નરાધમ મારા રાજ્યમાં ! એ મોતને જ લાયક ગણાય " રાજાએ ક્રોધિત સ્વરે કહ્યું

અનુપાએ ક્ષણભર સામંત તરફ જોયું નીચું જોઇ એ ગહન વિચારે પડયો હતો બધું જ બારીકાઇથી સ્નેહલતી સામંત તરફ જોઇ રહી હતી હાજર રહેલા સૌ અતી ઉત્સુકતાપૂર્વક સાંભળી રહ્યા હતાં કંઇક નવી વાત, કંઇક નવો ભેદ, પ્રકાશમાં આવવાની અણી પર છે એમ સૌ કલ્પી શક્યા.

" આ ઉભો-આ ઉભો એ નિઠોર, નિષ્ઠુર પુરૂષ ! આ રહ્યા એ દયાહીન રાજવંશી, જેણે મારે આગ્રહે આવી, મને પ્રેમનું પ્રલોભન બતાવી, સુખની કલ્પના-સૃષ્ટિ મારી સન્મુખ સર્જાવી, પછી

મને દગો દીધો ! આ રહ્યો એ વજ્ર હૃદયનો નર સામંતસિંહ !"

"હેં...સામંત ?" રાજા ચમક્યો ને સામંત તરફ તેણે નજર ફેરવી.

"પૂછો–પૂછો એને કે શા માટે એણે મારા સમી સરલહૃદયા કુમારિકાને પ્રેમશિખરે ચઢાવી, એ શિખરેથી અનેરી સૃષ્ટિશોભા બતાવી, ત્યાંથી નીચે ગબડાવી દીધી. પૂછો એને કે શા માંટે મારૂં કોમળ હૃદય હાથમાં લઈ, ક્ષણભર તેને રમાડી, પછી બે હથેલીઓ વચ્ચે એ હૃદયને મસળી નાખ્યું ! પૂછો રાજન્ ! પૂછો ને ન્યાય કરો !"

"શી વાત છે સામંત ?" રાજાએ ક્રોધથી પુછ્યું.

સામંત નિરૂત્તર રહ્યો. હજી પણ એ નીચું જ જોઇ રહ્યો હતો.

"કેમ જવાબ આપતો નથી ?" રાજાએ ફરી વાર પૂછ્યું.

સામંત હજી પણ ચૂપ જ રહ્યો !

"શું આ છોકરી કહે છે તે ખરી વાત છે ?"

ઉત્તર ન મળ્યો !

"છોકરી !" રાજાએ કહ્યું "એ અનુ-તર છે. તું કહે, બાબત શી છે ?"

"મહારાજ! એક કારમી સંધ્યાએ, કોઇ દુર્દૈવે ઘેરાયેલી ઘડીએ, અમારા પર્વત પરના ખંડેર સમા મકાનમાં ઘાયલ થઇને આપનો આ પાલિત પુત્ર આવ્યો, પોતાને ચંદાવત તરીકે ઓળખાવ્યો મે ને મારા વૃદ્ધ બાપે સારવાર કરી તેને સાજો કર્યો. પછી તે આઠ દિવસ ખંડિયેરોમાં રહ્યો મને પ્રાણવત્ ચ્હાવાનો ઢોંગ કર્યો મારા ભાઇએ જ તેને ઘાયલ કર્યો હતો એ ભાઇ ઓચિંતો એક રાત્રે ખંડિયેરમાં આવ્યો ને સામંતે તેને મારી નાખ્યો પછી મારા બાપને દ્વંદ્વયુદ્ધમાં ઘાયલ કરી અહીં આવ્યો આ બધા માટે એને હું દોષિત ઠરાવતી નથી ઝાલા ને ચંદાવતોનું વેર સારૂં ય રજપુતાના જાણે છે, પણ મહારાજ! મારી આશાની ઇમારતને, મારા પ્રેમની ઇમારતને, આ નિષ્ઠુર રાજકુમારે તોડી નાખી છે હવે હું શું કરૂં? ક્યાં જાઉં? મે તો જીવન તેને જ અર્પ્યું હતું! હવે એના વિહોણા આ જીવનને શું કરૂં?"

રાજાની આંખમાં ક્રોધ ઉભરાયો—તેનો દેહ ન્હેજ કંપવા લાગ્યો આસન પરથી તે ઉભો થઇ ગયો ને બોલ્યો "સામંત! ખરી વાત શી છે, તે બોલ!"

આ વેળા કોણ જાણે કેમ સામંતથી ઉંચું જોવાઇ ગયું. તેની આંખમાંથી દડદડ આંસુઓ વહી

રહ્યાં હતાં !

અનુપાએ આ જોયું !

ઓ .પ્રભુ ! આ શું થતું હતું ? અનુપા આ શું કરી રહી હતી ?

અનુપાનું હૃદય દ્રવી ઉઠયું. સામંતની આંખમાંથી ટપકીને નીચે ભોંય પર પડતું પ્રત્યેક આંસુ જાણે કુહાડો હોય તેમ ટપકતી વેળા અનુપાના અંતરપટે જાણે એ કુહાડાનો ઘા લાગતો. સામંતના આંસુના પ્રવાહમાં અનુપાને પોતાનો સંસાર ઓગળી જતો લાગ્યો. પોતાનું સુખ–પોતાની આશા–પોતાનો પ્રાણ –પીગળી જતાં લાગ્યાં !

એ શું કરી રહી હતી ? જેને; તે પ્રાણથી અધિક ચ્હાતી હતી, જેનો પ્રાણ એના પોતાના પ્રાણથી તેને અધિક વ્હાલો હતો, એ પ્રાણને તે આટલું કષ્ટ આપી રહી હતી ! એ પ્રાણને તે રડાવી રહી હતી ! હા ! હા ! કેવી નિષ્ઠુરહૃદયા નારી હતી પોતે ? તે પોતે સહી શકતી નહોતી –બલિદાન આપી શકતી નહોતી, ને છતાં–છતાં– શુદ્ધ પ્રેમની !......

શુદ્ધ પ્રેમ ? શુદ્ધ પ્રેમ એટલે શું સ્વાર્થ ? શુદ્ધ પ્રેમ એટલે શું ધારેલા મનોરથની પૂર્તિ માત્ર ? શુદ્ધ પ્રેમ એટલે શું સુખ, આનંદ ને આશાની ઇમારત ? શુદ્ધ પ્રેમ એટલે શું સંયોગ ને સહચાર માત્ર ?

ના ! ના ! શુદ્ધ પ્રેમ એટલે નિસ્વાર્થ ! શુદ્ધ પ્રેમ એટલે બલિદાન ! શુદ્ધ પ્રેમ એટલે પોતાની આશાને ભોગે પણ પરોપકાર ! શુદ્ધ પ્રેમ એટલે ચ્હાવાની, રહેવાની ને નિરાશાજનક દીસતા એ રહેવામા પણ આશાજનક કોઇ અકલ્પ્ય આનંદની બનેલી ઇમારત ! શુધ્ધ પ્રેમ એટલે વિયોગ ને સયોગ સમયની સુદર સુખદ સ્મૃતિ ! શુધ્ધ પ્રેમ એટલે સદ્દ્ચાર નહિ, સદ્દ્ચારને ભોગે પણ સદ્દકાર !

ત્યારે ?

ત્યારે શુધ્ધ પ્રેમની વાતો પોતે શા માટે કરી હતી !

અનુપાનું હૈયુ ભરાઇ આવ્યુ ! સામંતને એણે રડાવ્યો હતો ! જો એ પુરૂષ નિષ્ઠુર હોત, દગાબાજ હોત, ભમતા ભ્રમર સમો ભોગી ને બેદરકાર હોત, તો આ વેળા, આ રીતે, રડત નહિ જો એ અનુપાને ખરા હૃદયથી ચ્હાતો ન હોત તો આ સમયે આમ આસુ ટપકાવત નહિ. જો એ અનુપાને ત્યાગી જવાના એના કાર્ય બદલ પશ્ચાતાપ કરતો ન હોત તો આમ નીચુ જોઇ રહેત નહિ એ તો નિર્લજ બની પોતાના પાલક પિતાને જવાબ આપત કે " હુ કાંઇ જાણતો નથી ! આ બાઇ ગાડી સ્ત્રી લાગે છે ! કોઇ ઠગારી નારી લાગે છે ! હુ એને ઓળખતો જ નથી ! મેં એને કદિ જીવનમા જોઇ જ નથી ! "

—પણ ના ! એ તો રડતો હતો—એ તો પશ્ચા-તાપ અનુભવતો હતો—એનો પ્રાણ—એનુ હૃદય–એનો આત્મા; સર્વે એક સરખાં, એક ધારે, રડી રહ્યાં હતાં !

હા—હા ! કેવો સરળ હૃદય, કેવો પ્રેમી, કેવો નિખાલસ એ પુરૂષ હતો ! ને છતાં એવા પુરૂષરત્નને, એવા મહાન ને ઉદાર આત્માને, અનુપા કેવો અન્યાય કરી રહી હતી ! હાય ! તે સામંતને–તેના મહાન ને વિશાલ હૃદયને–તેના ઉત્કટ પ્રેમભાવને–સમજી શકી ન્હોતી. તે માત્ર તેના બાહ્ય વર્તનને જોતી હતી–એ વર્તન પરથી તેના હૃદયનો તોલ કરી રહી હતી–પણ ના ! એમ ન હતું ! એ હૃદય અનુપાના પ્રેમવિહીન નહોતું ! એનો પ્રાણ અનુપાના પ્રેમના તત્વો વિહીન ન હતો ! એનો આત્મા અનુપાના પ્રેમથી ખાલી ન હતો !

આવા વિચારો અનુપાને અંતરે ઉભરાતાં, તેનું અંતર જાણે સામંતસિંહના પ્રેમવિચારની ઉષ્માએ પીગળી જવા લાગ્યું અને જાણે 'એ પીગળેલું હૃદય આંસુરૂપે તેના નયનમાંથી બહાર વહેવા લાગ્યું ! તે પણ રડી રહી'!

રાજા દાનમલ આ જોઇ રહયો ! એક બાજુ સામંતની આંખ આંસુભીની છે, બીજી બાજુ આ છોકરી નયનેથી નીર વહાવે છે !

"છોકરી ! તું શા માટે રડે છે? શું તે એમ ધાર્યું કે હું ન્યાય નહિ કરૂ? તારા મનમા શુ એમ આવ્યુ કે સામત મારો પાલિત પુત્ર હોવાથી હુ પક્ષપાત કરીશ? ના–ના ! ન્યાય તો રાય ને રંક બેઉને માટે સરખો છે એ દેહાત દંડને પાત્ર છે–ને એ જ સજા હુ તેને કરીશ ! આ લગ્ન બંધ કરો !"

સૌ સ્તબ્ધ થઇ ગયા !

અનુપા કંપી ઉઠી ! દેહાત ને તે પે સામતનો ! જેને પામવાની લાલસાએ તેણે આ બધુ કર્યું હતુ તેનો જ દેહાત ! સામંત જો આ સંસારેથી ચાલ્યો જશે તો અનુપાને પછી આ સસારમા શુ રહેશે? શી આશાએ તો પછી અનુપા આ જગતમા જીવશે? ના–ના ! સામત ન જ મરે–ન મરી શકે ! અનુપા કદાચ મરી શકે, પણ સામત નહિ સામત તેનો પ્રાણ હતો–તેની એકમાત્ર આશા હતો–તેનો શ્વાસ–તેનુ જીવન–તેનો આત્મા, જે કહો તે હતો, સામંત તેને માટે શુ નહોતો ! સામત જ તેનુ સર્વસ્વ હતો સામત તેનો ભગવાન–તેનો ઇષ્ટદેવ હતો ! તેને એ કેમ મરવા દઇ શકે?

અનુપાનાં આસુ હવે ન્હેજ વધુ વેગે નયનમાથી નીકળવા લાગ્યા ને નીચે પડી ભૂમિને ભીંજવવા લાગ્યા

સહસા તેને એક વિચાર સૂઝી આવ્યો–અદ્ભુત વિચાર! સામંતને બચાવવાનો ને પોતાનું બલિદાન આપવાનો!

બેચાર ક્ષણમાં મનમાં ને મનમાં એ વિચારને અમલમાં મૂકવાનો તેણે નિશ્ચય કરી લીધો.

તે ઝટ દોડી ને સામંત પાસે જઇ તેને ચરણે પડી, "રાજકુમાર! ક્ષમા ચાહું છું! તમારા પર ખોટું આળ મૂકવા માટે ક્ષમા ચાહું છું! હું પાપિની છું. તે દિવસે પર્વતશીખરે મેં તમને ધર્મ-ભ્રષ્ટ ને પ્રેમભ્રષ્ટ કરવા પાપમય યત્ન કર્યો હતો, પણ તમે અડગ રહ્યા! તમે કહ્યું કે "સ્નેહવતી જ એક માત્ર મારે ભોગ્ય છે." હાય! તમારા એ પવિત્ર શબ્દોની પવિત્રતા ને મહત્તા હું ન આંકી શકી. વેરની ધૂનમાં અહીં આવી મેં ખોટું તહોમત તમારા પર મૂક્યું. હું પાપિની છું—હું દ્રોહિની છું—હું નિષ્ઠુરા છું—વિચારહિના છું! મને ક્ષમા કરો! મને ક્ષમા કરો!"

સામંત ચમકી ઉઠ્યો! અનુપા આ શું કરી રહી હતી.

તે મનમાં કાંઇ નિર્ણય કરી શકે તે પહેલાં તો અનુપા તેના ચરણ આગળથી ખસી સ્નેહવતીને ચરણે પડી!

"બ્હેન! રાજનન્દિની! આ પાપિની ગ્રામ્ય

કન્યાને માફી આપો ! તમારૂ અમૂલુ રત્ન લૂટી લેવા તેણે યત્ન કર્યો હતો ! તમારા પ્રેમથી સામતને વિચલિત કરવા મે પ્રયત્ન આદર્યો હતો, પણ સામત પુરૂષરત્ન છે ધર્મ ને પ્રેમમા અડગ છે—મારી માગણીને તેણે તિરસ્કારી—મને તરછોડી ને પરિણામે વેરમા અધ બની તેની લગ્ન ઘડીએ મે આજ તેને રડાવ્યો ! ઓ બ્હેન ! કહો કહો આ પાપનુ પ્રાયશ્ચિત હુ શી રીતે કરીશ ! જીવનનુ આ કલક શી રીતે ધોઇ શકીશ ? ”

સ્નેહવતી પણ અજબ થઇ ગઇ ! સામતને હવે સમજાવા લાગ્યુ કે અનુપા અદ્‌ભુત રીતે સયમ રાખીને આત્મબલિદાન આપી રહી હતી તેના પ્રત્યેના સાચા પ્રેમ ખાતર તે આત્મોત્સર્ગ કરી રહી હતી । તેને દેહાત દડથી બચાવવા એ મિથ્યા વદી રહી હતી ને બધો દોષ પોતાને માથે વહોરી રહી હતી !

પણ એ વિષે હજી વધુ વિચાર સામત કરી શકે તે પહેલા અનુપા, રાજા દાનમલ પાસે જઇ તેના ચરણોમા પડી

“ મહારાજ ! પિતા તુલ્ય રાજન્ ! આ દીકરીને ક્ષમા આપો ! વેરના આવેગમા મે તમારા આ પુત્ર પર તદ્દન ખોટું તહોમત ચઢાવી, તમારા જીવનની સૌથી આનદી ઘડીમાં મેં શોકની છાયા પ્રસારવાનો ઘૃણિત યત્ન કર્યો છે મારી પાપપૂરિત

યાચનાને સામંતે તિરસ્કારી એ માટે મેં તમારી આશાની ઇમારતને તોડી પાડવા તેના મૂળ પર ઘા માર્યા છે; ઓ! ઓ! પ્રભુ પણ મને માફ નહિ કરે!"

તે ચોધાર આંસૂએ રડવા લાગી. રાજા દાનમલ ડાબા હાથની અંગુઠાની બાજુની બે આંગળીઓ દાઢીમાં નાખી વિચારી રહ્યો!

"શું આ સાચી જ વાત છે? શું તેં સામંત પર હમણાં જે તહોમત મૂકયું તે કેવળ મિથ્યા જ હતું?"

"હા રાજાધિરાજ! મિથ્યા–સર્વાંશે મિથ્યા હતું! ભાન ભૂલીને પાપાચાર આદરવા તત્પર બનેલી ને તેમાં નિષ્ફળતા પામેલી એક અબળાનું વેર લેવાનું એ સાધન હતું! પણ પ્રભુએ મને ખરે સમયે સદ્બુદ્ધિ આપી."

રાજા દાનમલે સામંત પ્રત્યે જોયું. તે સ્થિર ભાવે અનુપા પ્રત્યે અનિમિષ જોતો ઉભો હતો!

"પણ છોકરી! એમ હોંય તો ખોટું તહોમત મૂકનારને શી સજા છે તે તું જાણે છે?"

"ગમે તે હોય રાજાધિરાજ!" અદ્ભુત દૃઢતાથી અનુપાએ ઉચ્ચાર્યું."

"મૃત્યુની!–મૃત્યુની સજા છે! તારા જેવી મિથ્યાવાદિની માટે મૃત્યુની જ સજા છે!"

"સહર્ષ રાજન્' પાપનુ પ્રાયશ્ચિત કરવા તત્પર બનેલી આ અનુપા મૃત્યુને આલિંગવા ખુશી છે! ભ્રષ્ટ વિચારોનું ફળ પામવાને પ્રસ્તુત આ' અનુપા મૃત્યુથી લ્હેજ પણ ડરતી નથી! આપો! મૃત્યુ આપો હુ એને સત્કારીશ—એને વધાવીશ— એ મૃત્યુના પાય પુજીશ

ને એ વેળા એક દ્વારપાળ ઓચિંતો રાજા દાનમલ પાસે આવ્યો અને નમન કરી બોલ્યો, "મહારાજ! બહાર એક વૃધ્ધ ચદાવત ઉભો છે! કહે છે કે હુ અનુપાનો પિતા છુ' અહી આવવા ઇચ્છે છે!"

અનુપા ચમકી ઉઠી' વિજળીનો જાણે તેને માથે પ્રહાર થયો!

"ના-ના રાજન્! તેને અહી આવવાની શી જરૂર છે! મારા પાપાચારની વાત સાભળી એ દુ:ખ પામશે." અનુપાએ રાજાને કહ્યુ

"દીકરી! તેને આવવાની મારાથી ના કેમ કહી શકાય? કદાચ તેને કાંઇ કહેવાનું હોય તો! જા, તેને બોલાવી લાવ!" રાજાએ દ્વારપાલને આજ્ઞા કરી

નમન કરી દ્વારપાલ ગયો.

સામત, અનુપા ને સ્નેહવતી ત્રણે ભાવીની આશંકા કરી રહ્યા.

સામંતને લાગ્યું કે એ વૃધ્ધ સૂરજમલ ત્યાં આવીને ખરી બીના જાહેર કરી દેશે, અને તેના પોતાના .પાપને અનુપા ઢાંકી રહી છે, એ પાપ ખુલ્લું પડી જશે.

અનુપાને લાગ્યું કે આત્મોત્સર્ગના પોતાના માર્ગમાં તેનો વૃદ્ધ પિતા વચ્ચે ભીંત બની માર્ગ રોધી રહેશે.

સ્નેહવતીને લાગ્યું કે નવો કંઇક ભેદ જરૂર ખૂલશે.

"તમે સૌ બેસી જાઓ !" જીજ્ઞાસાથી ઉભાં થયેલાં પ્રજાનાં આગેવાન નરનારીઓને તેમજ રાજ્યાધિકારીઓને સંબોધતાં રાજા બોલ્યો "આ વાતનો નિર્ણય હમણાં થઇ જશે, ને લગ્નવિધિ આગળ ચાલશે."

એવામાં આંખમાંથી તણખા વેરતો, વેરના આવેગથી દેહની નસનસે કંપ પામતો, જીવન ને મરણને જાણે સમાન ગણતો હોય એટલી દૃઢતા દાખવતો, વૃદ્ધ સૂરજમલ તે તરફ આવતો જણાયો.

અનુપાની પાસે આવી પહોંચતાં તે વૃદ્ધ અટક્યો અને રોષભરી 'આંખોએ તેના સામું જોઇ બોલ્યો "કાં દીકરી ! પાછી અહીં આવી ? મૃગજળને સત્ય જળ માનવાની તારી ભ્રમણા હજી જતી નથી ?"

"ના બાપુ ! ના, હું તો મારા પાપનું પ્રાયશ્ચિત કરવા આવી છું."

" એટલે ?" સૂરજમલે ભવા ચ્હેજ ઉચા કરી પૂછયુ

" એટલે એ કે હુ પણ તમારી જ• પેઠે વેરના આવેશમા ને ક્રોધના આવેગમા આ સામત પર ખોટું આળ ચઢાવવા આવી હતી, પણ પ્રભુએ મને સદ્‌બુદ્ધિ આપી મે ખરી વાત કબુલી મે તેની ક્ષમા ચાહી–મે મહારાજાની પણ ક્ષમા ચાહી–મારી બ્હેન સ્નેહવતીની પણ ક્ષમા ચાહી

" પણ શાની ક્ષમા ? કઇ સમજાય ?" અર્ધ–ક્રોધથી સૂરજમલે પૂછયુ

" બાપુ ! મે સામતસિહને ધર્મભ્રષ્ટ ને પ્રેમભ્રષ્ટ કરવા યત્ન કર્યો હતો પણ તે તો ધ્રુવ સમો અચલ ને પર્વત સમો અડગ રહ્યો હતો મે તેની ધૂનમા હમણા અહીં આવી, આ લગ્નમા બાધા નાખી, મહારાજને કહ્યુ કે તેણે મને દગો દીધો છે ત્યાથી મહારાજ તેને દેહાત દડની સજા કરતા હતા, ત્યા મને સદ્‌બુધ્ધિ સુઝી ને મે ખરી વાત કહી દીધી !"

સૂરજમલ સ્થિર આખોએ અનુપા પ્રત્યે જોઇ રહયો વૃધ્ધની એ વિશાળ આખો અનુપાના અતરને ભેદવા મથી રહી એ શુ કરી રહી હતી ? કેવુ મહાન બલિદાન આપી રહી હતી ? એ પોતે જાણતો હતો કે સામતે જ અનુપાને દગો દીધો હતો ! છતા અત્યારે એ વાત ઉલટાવી રહી હતી ને સામતનો

ગુન્હો પોતે વહોરી લેતી હતી.

"દીકરી !" સ્હેજ ડોકું ધૂણાવતાં તેનાથી બોલી જવાયું, "મને તો કાંઇ સમજાતું નથી.'

"બાપુ ! ન સમજ્યા ? હું પાપનું પ્રાયશ્ચિત કરૂં છું."

"પણ કોના પાપનું ?" ફરી સ્હેજ ખીજાઇ સુરજમલે પૂછ્યું.

"મારા –તમારો પુત્રીના !"

વૃધ્ધ ગુંચવાયો–હવે શું કરવું ?

રાજા દાનમલ આ બધું ધ્યાનપૂર્વક સાંભળી રહયો હતો. સામંતને લાગ્યું કે અનુપાના મહાન હૃદયનો વિચાર કરતાં તેનું પોતાનું હૃદય એના હૃદયની તુલનામાં સાગર સન્મુખ નાના ખાબોચીયાં જેવું હતું. સ્નેહવતી બહુ લક્ષપૂર્વક આ બધું સાંભળી રહી હતી.

"તારૂં નામ વૃધ્ધ રજપુત !" રાજા દાનમલે પૂછ્યું.

"સુરજમલ' વૃધ્ધે જવાબ આપ્યો.

"સૂરજમલ !" રાજા ચમક્યો, "એ નામ મેં ક્યાંક સાભળ્યું છે"

કપાળે કરચલીઓ પાડી રાજા કંઇક યાદ કરતો હોય તેમ સ્મૃતિને ઢંઢોળી રહયો.

"હા–હા–યાદ આવ્યું, તું ચંદાવતોનો આગેવાન હતો–ખરૂં ?

" હા "

" સૂરજમલ ! તારી પુત્રી માટે મૃત્યુ વિના અન્ય શિક્ષા નથી તેણે ખોટુ તહોમત મૂકયુ છે, એ માટે 'મૃત્યુ' જ તેનો દંડ છે. "

વૃધ્ધ ચમકી ઉઠયો-કંપી ઉઠયો મૃત્યુ ? અનુપાનુ ? ને તેના જીવતા ? આંધળાની આંખ જેવી અનુપા, તેના નયનોની કીકી સમી, તેના જીવનના શ્વાસ સમી, તેના આત્માના એકમાત્ર બાકી રહેલા તત્ત્વ સમી, તેના હૃદયના વિસામા સમી તેની પ્રિય દુહિતા અનુપાનુ મૃત્યુ ?

ઓ પ્રભુ ! એ કેમ બને ? એ કેમ બને ?

તેના જીવતા અનુપાને મરતી તે કેમ જોઈ શકે ?

તેનુ હૃદય ને તેનો આત્મા ગુંજી રહ્યા " અનુપા ! અનુપા ! દેવી સમી મારી દુહિતા ! તારૂ મૃત્યુ ! ના-ના ! એ નહિ થાય ! જીવતેજીવત સૂરજમલ એ નહિ થવા દે ! "

તેનું અંતર રડી રહ્યું. તે ટગરટગર અનુપા સામે જોઈ રહયો. આવી દીનતા, આવી નિરાધાર અવસ્થા, તેણે સારા જીવનમા જોઈ ન્હોતી.

તે અનુપા સામે સ્થિર નજરે જોઈ જ રહયો હતો એમ સ્થિરતાથી જોતા જોતા તેને નયનેથી આંસુઓ ટપકવા લાગ્યાં રાજા દાનમલે તે જોયુ પુત્રીમમતા આ વૃધ્ધને રડાવી રહી છે એ તે સમજી શકયો.

"સુરજમલ ! સમજી શકું છું કે દુહિતાનું વાત્સલ્ય તારી આંખેથી આંસુ ખેરવાવે છે; પણ ન્યાય એ ન્યાય જ છે. ન્યાયને આંસુ કે મમતા સાથે નિસ્બત નથી. અનુપાની જગ્યાએ જો મારી પુત્રી સ્નેહવતી હોત, ને તેણે જો આવું ખોટું તહોમત કોઇ પર ચઢાવ્યું હોત તો તેને પણ હું આવો જ દંડ દેત."

સામંતનું હૃદય કંપી રહ્યું હતું. હા ! તેને જ માટે અનુપા મૃત્યુ વહોરી રહી હતી, તેને જ સાટે આજ આ સુરજમલ આંસુ પાડી રહ્યો હતો, તેને જ માટે પિતાપુત્રીની મમતાના સૂત્ર પર ઘા પડતો હતો. હવે તેનાથી ચૂપ કેમ રહેવાય ? તેણે બોલવું જ જોઇએ !

તેણે બોલવા યત્ન કર્યો, પણ કોણ જાણે કેમ તેની જીભ તાળવાને વળગી રહી ! વ્યથિત હૃદયે, ગભરાતી આંખોએ, તેણે અનુપા તરફ ને તે પછી સૂરજમલ તરફ જોયું !

તેણે બોલવું જ જોઇએ !

હા ! તે બોલશે જ ! બોલશે જ !

તેણે ફરી વાર બોલવા યત્ન કર્યો, પણ કોણ જાણે કેમ ન જ બોલી શક્યો.

એટલામાં સુરજમલ ચાલીને રાજાના આસન પાસે આવ્યો ને તેના ઘુંટણ પાસે બેસી જઇ બોલ્યો

" રાજન્ ! ઝાલાપતિ ! એક વૃદ્ધ ચંદાવત આજ તારે ચરણે બેઠો છે. જે સુરજમલે જીવનભરમાં કોઇ પાસે ભીખ માગી નથી–માગવાની ઇચ્છા સુદ્ધાં જેના અંતરમાં કોઇ કાળે જન્મી નથી, જે સુરજમલ કેવળ પોતાની વીરતા, સહનશીલતા ને પોતાના બાહુબળ ઉપર જ જીવનના જંગ આજ સુધી ખેલતો આવ્યો છે, દીનતા, કાયરતા, યાચકવૃત્તિ જેને મન હડહડતા શત્રુ સમાન છે; એ સુરજમલ આજ તારી પાસે ભીખ માગે છે ! તેની પુત્રીનું જીવન દાનમાં માગે છે ! આપ ઝાલાપતિ ! આપ ! એ ભીખ સહર્ષ આપ ! ઉદારતા ને દાનવૃત્તિ એ રાજાના ભૂષણ છે--મનુષ્યજીવનના સાર્થક છે--એ ન ભૂલ ! આપ ! ઓ વૃદ્ધ રાજા ! આપ ! એ દાન આપ ! તું પણ મારા જેવો જ વૃદ્ધ છે ! તારે પણ મારી પ્રણ સમી એ પુત્રીને ઉગાર ! અનુપા વિના સૂરજમલ કેમ જીવી શકશે ? દયા કર રાજન્ ! થોડી દયા કર ! "

દાનમલ નિરુત્તર રહ્યો. તેનું હૃદય ભરાઇ આવવા જેવું થયું

સામંત મનેમન રડી રહ્યો. હાય !. શો નિર્ભાગી મનુષ્ય હતો એ ? શો નિષ્ઠુર આત્મા હતો એ ? કેટકેટલા જીવોને એ કષ્ટ આપી રહ્યો હતો ! નરાધમ--હૃદયહીન એ પોતે આવી કટોકટીની વેળાએ પણ મૌન સેવી રહ્યો હતો. ના--ના ! તેણે બો-

લવું જ જોઇએ! તે ચૂપ ન જ રહી શકે!!

"મહારાજ!" અચકાતે સ્વરે ને ડરતાં ડરતાં તે બોલ્યો.

"હું સમજ્યો સામંત! તું પણ અનુપાના જીવન માટે યાચના કરે છે--પણ ના--એ નહિ બને!" પુત્રી જેવડી જ પુત્રી છે. તારે હૃદયે પણ પુત્રી વાત્સલ્ય તો જરૂર હશે. હૃદયમાં છૂપાયેલા એ વાત્સલ્યને પૂછ કે આ દાન તારે આપવા યોગ્ય છે કે નહિ!"

મોં ફેરવી દાનમલ અડગ ઉભો રહ્યો.

"નહિ!" મક્કમતાથી સ્હેજ ડોકું ધુણાવી તેણે કહ્યું "એ નહિ બને! ન્યાયના અગ્નિની આંચમાંથી વાત્સલ્ય પીગળી જાય છે. રાજધર્મ ને રાજશાસન પિતાપુત્રી, ભાઇભાઇ, પતિપત્ની એવો કોઇ પણ સંબંધ ન જ વિચારી શકે. મૃત્યુ વિના બીજો દંડ અનુપા માટે નથી."

"ઓ રાજા! ઓ ઝાલા રાજવી! તારે ચરણે પડું—કહે તો મારા આંસુએથી એ ચરણ ધોઉં—કહે તો તારે ચરણે મારૂં શિર રાખું—કહે તો એના શીશને બદલે મારૂં શીશ સમર્પું, પણ મારા

"બાપુ...હું......" સામંતે આગળ બોલવા યત્ન કર્યો છતાં બોલી ન શક્યો.

"કંઇ નહિ! હું અડગ છું! ન્યાય અચલ છે! ઇન્સાફ સ્થિર છે! એ મરશે જ! કાલે

સવારે સૂર્ય ઉગ્યા પછી આપણા નગરની બહાર પેલા પર્વતપ્રદેશેથી વહી જતા વેગવાન્ ને ભયંકર ધોધમાં, પર્વત ઉપર તેને ઉભાડી ધકેલી દેવાશે. એ ધોધના ધમધમાટમા, એ ક્રૂર પ્રવાહના અટ્ટહાસ્યમાં આ અનુપાનો દેહ વિલીન થઇ જશે બસ–એ જ સજા તેને માટે નિર્મિત છે !"

"ઓ પિતા ! ઓ બાપુ ! મારે કહેવાનુ એમ.."

"કાંઇ જ નહિ સાભળુ !" દાનમલે દૃઢતાથી કહ્યું, "મને ન પીગળાવ ! મને આર્જુ ન કર ! કદાચ તારી યાચનાથી મારૂં મન ફરી જાય ને હું ન્યાયવિચલિત થઇ જાઉં."

"સામત !" સ્હેજ ગળગળે સ્વરે અનુપા બોલી, "આ હીનભાગિનીને મરવા દયો ! આ પાપિનીનુ નામનિશાન પૃથ્વિને પટેથી ભૂસાઇ જવા દયો હુ મૃત્યુને યોગ્ય છુ—હુ મરીશ જ ! પિતા ! સામંત ! ને સ્નેહવતી ! હવે છેલ્લા પ્રણામ છે ! કાલે–હા કાલે તો મૃત્યુનો સદ્ચાર ! મૃત્યુ ! હા મીઠું મધુર મૃત્યુ ! કેવા પ્રેમથી આલિંગીશ હું તેને ! મૃત્યુ ! મૃત્યુ ! !"

ચોધાર આસૂએ સુરજમલ રડી ર્‌હયો ! જીવનની ઉત્તરાવસ્થામાં આ દુઃખ ! આ કરૂણ દશા ! ! ઓ ભગવાન ! પૂર્વ જન્મે તેણે કેવાં પાપ કર્યા હતાં ?"

તે રાજા દાનમલના ચરણોમા લેટી પડયો

"રાજાધિરાજ ! મારૂ જીવન લે ! મારૂ જીવન લે !

મને મારી નાંખ ! મને કાપી નાખ ! ! પણ અનુપાને —અનુપાને બચાવ ! ઓ ! હું તેને મરતી કેમ જોઇ શકીશ ! અંનુપા મારો શ્વાસ ! મારૂં જીવન ! મારી આશા ! ભગવાન ! એ આશાની ઇમારત કાં તોડી નાંખે છે ? ”

“ કંઇ જ નહી સાંભળું ! ઉભો થઇ જા ! પુરોહિત ! લગ્નવિધિ આગળ ચલાવો ! અનુપાને આજની રાત કારાગૃહમાં રાખો ! ”

“ સુરજમલ ઉભો થયો, પણ પુન . “ ઓ પ્રભુ ! ” કહી, અચેતન બની, ધરણી પર ઢળી પડયો !



# પ્રકરણ ૧૪ મું

## આશાની ઇમારત

પર્વતની ટોચેથી એ ધોધ ધમધમ વહી જતો રાજગઢથી લગભગ અર્ધો ગાઉ દૂર એ ધોધ આવેલો હતો.

ઉનાળાના ઉઘાડમાં, મધ્યાહ્નની ઉષ્ણતામાં કે સંધ્યાની શીતળતામાં આ ધોધ ભીષણ અવાજો કરતો એક સરખો ઉપરથી નીચે કૂદકા મારતો, પછડાતો, જાણે જગતનું કોઇ મહા અભિમાની ને પ્રભુને ભૂલી ગયેલુ ઉન્મત્ત માનવી !

નીચે ફીણ એકઠા થતા તે પછી પ્રવાહ આગળ વધતા એ ફીણના ગોટા ધીરે ધીરે નાના બનતા ને પછી ક્રમશ. નાશ પામતા–જાણે કોઇ ઉન્માદી માનવનો ઉન્માદ પ્રભુએ હેઠો બેસાર્યો ન હોય !

ઉપર વર્ણવેલી ઘટનાને બીજે દિવસે ફૂટતી ઉષાના આછા કુમળા ને સુવર્ણરંગી ઝાંખવાળા પ્રકાશમાં પર્વતની ટોચ પર રાજા દાનમલ અનુપાને શિક્ષા કરવા જાતે હાજર થયો હતો. સૂરજમલ પણ પુત્રીને છેલ્લી વાર જોવા આવ્યો હતો. સામંત ને સ્નેહવતી પણ હાજર હતા. રાજ્યના ત્રણ અધિકારીઓ ને બે સીપાહીઓ પણ સાથે હતા.

અનુપા શાંત, સ્થિર ને મક્કમ હતી. તે મરવા રાજી હતી –સ્હેજ ખિન્નતા તેને મુખે દેખાતી નહી–પ્રેમની વેદી પર તે સહર્ષ પોતાનું બલિદાન આપી રહી હતી. સામંત તેનો આ ભવે ન થયો: એ સામંત સ્નેહવતીનો આ ભવે થઈ ગયો; હવે આ ભવ તેને માટે નકામો હતો– અકારો હતો. હવે તે જીવીને શું કરે? એટલા માટે જ આ મહા બલિદાનથી બીજે જન્મે સામંતને પામવાની આશા હૃદયમાં હર્ષપૂર્વક છૂપાવતી છૂપાવતી તે મરવા ઇચ્છતી હતી! ના! તેને મરતાં જરાયે શોક થતો ન્હોતો!

સુરજમલ ગઇ કાલ જેટલો વ્યગ્ર ને ચિંતિત આજે જણાતો નહોતો. આજે તેની આંખમાં કોઇ ભાવી વિચાર છૂપાયેલો લાગતો, તેને મુખે કોઇ વિરલ પ્રકારની દૃઢતા છવાયેલી દીસતી.

સામંત–જગતને મન જીવતો પણ સ્વહૃદયે મૃત્યુ પામેલો સામંત–અતિ ઉંડા વિચારે પડયો હતો. હાય! અનુપાનું બલિદાન પોતેજ આપતો હતો! કોઇ નિર્દોષ ગૌનો વધ પોતે કરતો હોય એવું તેને લાગ્યું. નીચું જોઇ રહ્યાં છતાં તેના હૃદયના આંતર ભાગે અનુપાનું દયાર્દ્ર, પ્રેમાળ, સરળ ને નિર્દોષ મુખ ખડું થતું. તેની ઉંડી વિશાળ ને પ્રેમભરી આંખો આ વેળા પણ સામંતને અનંત પ્રેમસંદેશ સંભળાવતી

તેને ઠપકું હતું-જાણે પોતે કોઇના ભલામાં વિઘ્ન નાખ્યું હોય એમ તેને લાગતું ને સામતને શુદ્ધ હ્રદયથી ચ્હાતી હતી-સામત જેવો સ્વામી મેળવવા ઉત્કટરૂપે અભિલાષિની હતી, પણ તેનું અંતર કહી કહીને અંદરથી પોકારી ઉઠતું કે સામતનો અનુપા પ્રત્યે જેટલો ભાવ છે તેટલો તેના પોતાના પ્રત્યે નથી! અનુપાની નિર્દોષતા ગેહવતીને અસહ્ય લાગી! એ નારી હતી ને એટલા માટે નારીના હ્રદયને વધારે સ્પષ્ટ રીતે વાંચી શકતી હતી

રાજા દાનમલ કઠણ દેખાવા યત્ન કરતો હતો પોતે પીગળી જઈ ન્યાયમાં ચૂકી ન જાય તે માટે પોતાના હ્રદયને મહા મહેનતે કાબુમાં રાખતો હતો અનુપા સામે જોતો જ નહિ, સૂરજમલ સાથે વાત ન થાય તો સારૂં એમ મનમાં ને મનમાં ઇચ્છતો! તેને લાગતું હતું કે ન્યાયની નજરે તે યોગ્ય કરી રહ્યો હતો, છતાં માનવહ્રદયની દ્દષ્ટિએ તે કાંઇક અયોગ્ય કરી રહ્યો હતો.

આવી દશામાં-ઉષાની કલામય કુંળી અંગુલીએ વ્યોમપટે અંકાયેલી સુવર્ણરેખાઓ વચ્ચે, ઉઘડતા વાદળોના સમૂહ નીચે, આ પર્વતની ટોચે, ધમધમ અવાજે વહી જતા ધોધ આગળ આ બધા ઉભા હતાં.

" અનુપા! તારા પિતાને છેલ્લી વાર મળી લે ને પછી પ્રભુને સ્મરી લે મને પોતાને તારી

અનુપા શાંત, સ્થિર ને મક્કમ હતી. તે મરવા રાજી હતી —સ્હેજ ખિન્નતા તેને મુખે દેખાતી નહી—પ્રેમની વેદી પર તે સહર્ષ પોતાનું બલિદાન આપી રહી હતી. સામંત તેનો આ ભવે ન થયો: એ સામંત સ્નેહવતીનો આ ભવે થઈ ગયો; હવે આ ભવ તેને માટે નકામો હતો— અકારો હતો. હવે તે જીવીને શું કરે ? એટલા માટે જ આ મહા બલિદાનથી બીજે જન્મે સામંતને પામવાની આશા હૃદયમાં હર્ષપૂર્વક છૂપાવતી છૂપાવતી તે મરવા ઇચ્છતી હતી ! ના ! તેને મરતાં જરા યે શોક થતો ન્હોતો !

સુરજમલ ગઇ કાલ જેટલો વ્યગ્ર ને ચિંતિત આજે જણાતો નહોતો. આજે તેની આંખમાં કોઇ ભાવી વિચાર છૂપાયેલો લાગતો, તેને મુખે કોઇ વિરલ પ્રકારની દૃઢતા છવાયેલી દીસતી.

સામંત—જગતને મન જીવતો પણ સ્વહૃદયે મૃત્યુ પામેલો સામંત—અતિ ઉંડા વિચારે પડયો હતો. હાય ! અનુપાનું બલિદાન પોતેજ આપંતો હતો ! કોઇ નિર્દોષ ગૌનો વધ પોતે કરતો હોય એવું તેને લાગ્યું. નીચું જોઇ રહ્યાં છતાં તેના હૃદયના આંતર ભાગે અનુપાનું દયાર્દ્ર, પ્રેમાળ, સરળ ને નિર્દોષ મુખ ખડું થતું. તેની ઉંડી વિશાળ ને પ્રેમભરી આંખો આ વેળા પણ સામંતને અનંત પ્રેમસંદેશ સંભળાવતી.

સ્નેહવતીનું હૃદય પણ કોણ જાણે કેમ આજે

તેને ડખતું હતું-જાણે પોતે કોઇના ભક્ષામાં વિઘ્ન નાખ્યુ હોય એમ તેને લાગતુ. તે સામંતને શુદ્ધ હૃદયથી ચ્હાતી હતી-સામંત જેવો સ્વામી મેળવવા ઉત્કટરૂપે અભિલાષિની હતી, પણ તેનું અંતર રહી રહીને અદસ્થી પોકારી ઉઠતું કે સામતનો અનુપા પ્રત્યે જેટલો ભાવ છે તેટલો તેના પોતાના પ્રત્યે નથી ! અનુપાની નિર્દોષતા સ્નેહવતીને અજબ લાગી ! એ નાગી હતી ને એટલા માટે નારીના હૃદયને વધારે સ્પષ્ટ રીતે વાચી શકતી હતી.

રાજા દાનમલ કડક દેખાવા યત્ન કરતો હતો પોતે પીગળી જઇ ન્યાયમા ચૂકી ન જાય તે માટે પોતાના હૃદયને મહા મહેનતે કાબુમા રાખતો હતો અનુપા સામે જોતો જ નહિ; સૂરજમલ સાથે વાત ન થાય તો સારૂં એમ મનમાં ને મનમા ઇચ્છતો ! તેને લાગતુ હતુ કે ન્યાયની નજરે તે યોગ્ય કરી રહ્યો હતો, છતા માનવહૃદયની દૃષ્ટિએ તે કાંઇક અયોગ્ય કરી રહ્યો હતો.

આવી દશામાં-ઉષાની કલામય કુંળી અંગુલીએ વ્યોમપટે અંકાયેલી સુવર્ણરેખાઓ વચ્ચે, ઉધડતા વાદળોના સમૂહ નીચે, આ પર્વતની ટોચે, ધમધમ અવાજે વહી જતા ધોધ આગળ આ બધા ઉભાં હતા

"અનુપા ! તારા પિતાને છેલ્લી વાર મળી લે ને પછી પ્રભુને સ્મરી લે મને પોતાને તારી

દયા આવે છે, પણ ન્યાય આગળ નિરૂપાય છું. "

અનુપા બે ડગલાં પોતાના પિતા તરફ આગળ વધી; પણ સૂરજમલ તેને અટકાવતો હોય તેમ પોતાનો હાથ સ્હેજ ઉંચો કરી બોલ્યો:-

"જરા ઉભી રહે દીકરી !"

ને એમ વદી તે રાજા તરફ ફર્યો.

"રાજા ! રાજગઢપતિ ! ઝાલાપતિ ! કાલે મારા અશ્રુપ્રવાહે તારાં ચરણ ધોઇ ધોઇને થાક્યો, મારી આજીજી ને મારી યાચના તારા હૃદયનાં દ્વાર ખખડાવી ખખડાવીને થાક્યાં; એ દ્વાર ન જ ઉઘડ્યાં; આજ–ઓ રાજન્ ! આજ–ફરીને એક વાર તને યાચના કરૂં છું કે ન્યાયી થવાનો દંભ છોડી દઇ, દયાળુ થવાનું પુણ્ય પામ. મારી વૃદ્ધાવસ્થાના નામ પર, માનવતાના નામ પર, પુત્રીમમતાના નામ પર, દીવ્ય વાત્સલ્યના નામ પર ઓ રાજાધિરાજ ! તારી પાસે પુનઃ યાચું છું કે મારી પુત્રીનું જીવન ઉગાર !"

દાનમલે સ્હેજ પીઠ ફેરવી દીધી અને મક્કમ અવાજે કહ્યું "મારો નિશ્ચય અડગ છે–મારા ન્યાયનો રંગ પાકો છે–આજીજી તેને ધોઇ શકતી નથી."

"ખરેખર ?" સ્હેજ ઉ-તેજીત ભાવે ને ટકોરથી સૂરજમલે પૂછ્યું.

"હા." દાનમલે પૂર્વવત્ દ્રઢતાથી જવાબ

આપ્યો

" શું તારો નિશ્ચય અડગ છે રાજન્ ?" સુરજમલે પુન પુછયુ

"અવશ્ય !" દાનમલે જવાબ આપ્યો

"શુ તું તારે હાથે જ અનુપાને આ પર્વતની ટોચ પરથી નીચે ધોધના પ્રવાહમા ધકેલી દેવા ઇચ્છે છે ?" સુરજમલે સ્હેજ ભવા ઉચા કરી, રાજાની સામે જોઇ કહેતા કહ્યું

"હા, એ જ એને સારૂ નિર્માએલી સજા છે"

"એ સજા કોઇ પણ સજોગમ, કોઇ પણ યાચનાથી, નહિ જ ફરે ?'

"ના !" દાનમલે દૃઢતાથી નકારસૂચક સ્હેજ ડોકું ધૂણાવી કહ્યું.

"તો ભલે ! પણ અનુપા મરે તે પહેલા મારી એક યાચના કબુલીશ ઓ ન્યાયી નૃપતિ ?"

"અનુપાના જીવન સિવાય તારી કોઇ પણ યાચના પૂરવા પ્રસ્તુત છુ"

"તો મારી એક જ યાચના છે હુ તને એક નાની શી કહાણી કહુ છું વચન આપ ઓ રાજન્ ! કે મારી એ કહાણી પૂરી થાય કે તરત જ તારે, તારે સ્વહસ્તે, આ છોકરીને ધોધમાં ધકેલી દેવી ! કદાચ એ વખતે તારી ઇચ્છા આ છોકરીને ઉગારવાની થાય તો પણ તુ તેને ઉગારી ન શકે એવી

પ્રતિજ્ઞા લે-તું તેને ઉગારી તો જ શકે, જો હું તને તારી એ પ્રતિજ્ઞામાંથી મુક્ત કરૂં તો."

"આ બધાંનો અર્થ ?" રાજાએ સ્હેજ વિચારમાં પડતાં કહ્યું.

"પ્રતિજ્ઞા લે એટલે થયું-તારા જેવો અડગ ને ન્યાયી રાજા એ પતિજ્ઞા જરૂર પાળી શકશે; એમાં આટલો વિચાર કરવાની શી જરૂર છે ?"

"પ્રતિજ્ઞા લઉં છું કે તમારી વાત પૂરી થતાં હું મારે હાથે જ આ અનુપાને ધોધમાં હડસેલી દઇશ. મારી આ પ્રતિજ્ઞામાંથી હું છુટો થવા નહિ જ ઇચ્છું એવી મારી ખાત્રી છે; એટલે તારા જેવા વૃદ્ધ ચંદાવત પાસે એ પ્રતિજ્ઞામાંથી મુક્ત થવા કૃપા યાચવી પડે એવો સંભવ છે જ નહિ." દાનમલે પૂર્વવત્ મક્કમ થઇ જતાં કહ્યું.

"તો ભલે સાંભળ !-તમે પણ સૌ સાંભળો એ રાજવંશી નરનારીઓ ને રાજ્યાધિકારીઓ ! માનવજીવનની ને ઇશ્વરરચિત સંયોગોની આ વિચિત્ર કથા છે."

એમ કહી સૂરજમલે સ્હેજ શ્વાસ લીધો, ચારે તરફ નજર ફેરવી--એક વાર ઉઘડતા અર્ધ-શ્વેત ને અર્ધ-સુવર્ણરંગી, આકાશ તરફ જોઇ લીધું ને પછી પોતાની વાત શરૂ કરી:—

"આજથી લગભગ સોળ વર્ષ પહેલાંની વાત છે.

એ વેળા એ રાજવી ! તું યુવાન હતો—યુવાનીના પ્રારંભે તો નહી, પણ યુવાનીને મધ્યાન્હે હતો. તુ એ સમયે અહીથી દશ ગાઉ દૂર આવેલ તારી રાજધાની શક્તિગઢમા હતો. તારી રાણી અમૃતવતી—આ સ્નેહવતીની માતા—તને પ્રાણવત્ વ્હાલી હતી ને તું યે તેને વ્હાલો હતો—

યાદ છે તને એક વેળા તુ શિકારે નીકળ્યો હતો ? ધીખતી બપોરે શક્તિગઢથી છ ગાઉ દૂર, શક્તિગઢ ને રાજગઢના જગલો વચ્ચે, શિકારની ધૂનમા તુ તારા સાથીઓથી વિખૂટો પડી, થાક અને તરસથી વ્યાકુળ બની, તારા કલાન્ત અશ્વ પર દોડ્યો જતો હતો ? ”

આટલુ બોલી સૂરજમલ એ પળ દાનમલ તરફ અનિમિષ નેત્રે જોઇ રહ્યો, કે તેને એ ઘટના યાદ આવે છે કે નહી.

દાનમલે વિચારમાં ભવા ઉંચા કર્યા. થોડીક પળ વિચાર કરી, જાણે સ્મૃતિને ઢંઢોળતો હોય તેમ આ ઘટના યાદ કરવા પ્રયત્ન કર્યો. પછી કહ્યુ,—

“ શિકારે હુ અનેક વાર ગયો હઇશ, સાથીઓથી પણ કેટલીય વાર જુદો પડી ગયો હઇશ, એટલે આ કયા સમયની વાત છે તે કેમ જાણુ ? ”

સૂરજમલ સ્હેજ હસ્યો—જાણે ટાણો મારતો હોય તેમ !

"હમણાં જાણીશ એ ન્યાયી રાજા! હમણાં જાણીશ. જરા ધ્યાન દઇ સાંભળ—આગળ કહું છું:--

"એ વેળા તેં, એ ધીખતા મધ્યાન્હે, થોડે દૂર વૃક્ષોની ઘટા વચ્ચે, એક ઝુંપડું જોયું. તેં તારો અશ્વ એ તરફ ફેરવ્યો. એક વૃક્ષના થડ જોડે અશ્વને બાંધી ઝુંપડામાં તું પ્રવેશ્યો. તારૂં ગળું એ વેળા તરસથી સુકાતું હતું. ઝુંપડામાં એક ચંદાવત રમણી બેઠી હતી; તેં પાણી માંગ્યું. તે પાણી લઇ બહાર આવી ને ખોબો ધરી તેં પાણી પીવા માંડયું. પાણી પીતાં પીતાં તારી નજર વચ્ચે સ્હેજ ઉંચી થઇ ને એ ચંદાવત રમણીના રૂપે તારા મનને હરી લીધું. તું જુવાન હતો–શરીરે દૃઢ હતો. રાજવંશી ને વિલાસી વાતાવરણ વચ્ચે જન્મ્યો હતો. એ વેળા તને રાજરાણી અમૃતવતીના સુવસ્ત્રાસજ્જિત રૂપ કરતાં આ ગ્રામ્ય રજપુત રમણીનું સૌંદર્ય વધુ આકર્ષક લાગ્યું. ઝગમગાટ ને વિલાસ જોઇ જોઇને ધરાઇ ગયેલી તારી આંખો એ નરી સરલતાને એ સમયે પૂજવા લાગી."

રાજા દાનમલ નીચું જોઇ ગયો. એ પૂર્વ ઇતિહાસ તેની નજર સામે ખડો થયો. તેનાં જ્ઞાન-તંતુઓ નિર્બળ થવા લાગ્યાં–આંખે અંધારાં આવવા જેવું થયું. સુરજમલે આ વેળા એ સ્થિતિ જોઇને દાનમલની દશાનું માપ કાઢી લીધું. પછી આગળ

" એ તારી થઇ–પણ અફસોસ ! નિષ્ઠુર રાજન્ ! તું તેનો ન બન્યો. તેના રૂપને પીતાં પીતાં આઠ જ દિવસમાં તું ધરાઇ ગયો ને એનો મોટો ભાઇ આવે તે પહેલાં એક રાત્રે તું એ ઝુંપડીમાંથી અદૃશ્ય થઇ ગયો ! પુરૂષોની નિષ્ઠુરતાનું એક વધારે દૃષ્ટાંત જગતના કરૂણ ઇતિહાસમાં ઉમેરાયું. "

" મંદાકિની હતાશ બની ગઇ–તેનો ભાઈ પાછો આવ્યો, પણ મંદાકિનીએ કશી વાત તેને કહી નહોતી. ચાર માસ પછી તેના ભાઇ શક્તિસિંહને ખબર પડી કે મંદાકિની ગર્ભવતી હતી. ક્રોધથી એ રજપુત કંપી ઉઠ્યો. બ્હેનને તિરસ્કારી કાઢી મૂકી. એ બીચારી ક્યાં જાય–શક્તિગઢના રાજા દાનમલની કામવાસનાનો ને રૂપલાલસાનો ભોગ બનેલી એ નિરપરાધી નારીને કોણ સંઘરે ? ભટકતી ભટકતી એ રાજગઢમાં આવી ને ત્યાં જેમતેમ દિવસ ગુજારવા લાગી. "

રાજા દાનમલને લાગ્યું કે પૃથિવી માર્ગ આપે તો આ વેળા તે તેમાં સમાઈ જાય–જીવનમાં તેણે કરેલી આ એક જ ભૂલનું આટલું બધું કરૂણ પરિણામ આવ્યું હશે તેની તેને ખબર નહોતી. સુરજમલે આ બધી વાત ક્યાંથી જાણી હશે એ વિચારવાનું પણ તેની બુદ્ધિને સુઝયું નહિ, કારણ તેનું હૃદય પશ્ચાતાપમાં ભડભડ બળી રહ્યું હતું.

એ હિનભાગિની નારી નીચે રસ્તા પર આવી પડી.”

રાજા દાનમલથી આ વખતે સ્હેજ નીચે ઝૂકી જવાયું–તેને આ વેળા કલ્પના થઇ કે જાણે તે અટારો પરથી નીચે ઝુકતો હોય. તેનું માથું ભમવા લાગ્યું. પાસેના ધોધનો “ધબધબ” શબ્દ કરતો ભીષણ અવાજ જાણે તેના માથામાં હથોડા મારી રહ્યો.

સૂરજમલ આગળ કહેવા લાગ્યોઃ—

“તારી સવારી તો ચાલી ગઇ હતી! હું એ વેળા ભીડ વચ્ચે સવારી જોવા ઉભો હતો. મંદાકિનીને પડતી મેં જોઇ. સૌ ત્યાં ટોળે વળ્યાં. એ બેશુદ્ધ પડી હતી. જે અટારીએથી એ પડી તે બહુ ઉંચી નહોતી, એટલે તે પછડાતાં જ ન મરી ગઇ. તેને દેહેથી લોહી વહેતું હતું; હું તેને ઉપાડી બાજુમાં જ આવેલા મારા ઘરમાં લઇ ગયો. તેણે બધો વૃત્તાંત કહયો ને તેની નાની કન્યાને મારા હાથમાં સોંપી, થોડા કલાક પછી એ જગતથી ત્યજાએલી, પણ પરમ પવિત્ર સાધ્વી, સ્ત્રી મરણ પામી! મરતી વખતે તેણે મને કહ્યું હતું “આ છોકરીને પ્રાણવત્ જાળવજો. આ સંસારમાં તેનું કોઈ નથી. તેનો પિતા શંક્તિગઢનો રાજા છે એ બીના કોઇને કહેતા નહિ.”

રાજા દાનમલ જડ–અવાચક બની ગયો. એક નારીનું જીવનસર્વસ્વ હરી લઇ, તેણે એ પવિત્ર

રહે છે તે હું જાણું છું.”

“ખરેખર જાણે છે?” રાજાએ એક ડગલું આગળ વધી, અતિ ઉત્સુકતાથી દાનમલ તરફ મીટ માંડી જોઇ રહેતાં કહ્યું.

“હા.” સૂરજમલે, જાણે પોતે વિશ્વનો વિજેતા હોય એટલા ગર્વ ને ગૌરવપૂર્વક કહ્યું.

“મને તેનો મેળાપ કરાવીશ?” આજીજીભર્યા સ્વરે રાજાએ કહ્યું.

સૂરજમલ ખડખડાટ હસી પડ્યો—અટ્ટહાસ્યે! વેરના ધ્વનિપ્રતિધ્વનિ પાડતા ક્રૂર, નિષ્ઠુર હાસ્યે! એ હાસ્ય પાસેના ધોધે ઝીલ્યું ને દ્વિગુણ ક્રૂરતાથી તેનો પડઘો પાડ્યો!

“નહિ!” ખડખડાટ હાસ્ય ચાલુ રાખતાં સૂરજમલ બોલ્યો.

એ હાસ્ય દાનમલના હૃદયને વીંધી રહ્યું—ખંડ ખંડ થઇ ગયું તેનું રાજહૃદય—સૂરજમલના એ નિઠોર હાસ્યની આંચથી તેનું ન્યાયી ને થીજેલું હૃદય પીગળી ગયું ને તેમાંથી શતધારે માયાભર્યું પુત્રીવાત્સલ્ય વહેવા લાગ્યું.

ઓ વૃદ્ધ ચંદાવત! શક્તિગઢનો રાજા તને વિનવે છે. મંદાકિનીની પુત્રીને નિરખવા તેનો પ્રાણ તલખી રહ્યો છે.”

સૂરજમલ પુનઃ શુષ્ક હાસ્યે હસી રહ્યો. ગાંડાઇ

ભર્યુ, વેરની ધૂનની ગહન ને કઠોર ભાવનાઓ જગવતુ, એ હાસ્ય દાનમલના હૃદયને ને જીવનને કષ્ટ આપી રહ્યું દાનમલ રાજા હતો, છતાં અત્યારે નિરાધાર જેવો હતો, સૂરજમલ એક નિરાધાર ચંદાવત હતો, છતા અત્યારે રાજા જેવો ગર્વિત ને ધૂની હતો

કિસ્મતે એ બેઉની દશા થોડીક ક્ષણમાં અદલ-બદલ કરી નાખી હતી !

જરા વાર હસી લઇ, પછી ભવાં ઉંચા કરી, વેરની તૃપ્તિના જાણે ઘુંટડા પીતો હોય તેમ સૂરજમલ બોલ્યો, "હું નહિ બતાવું ! હું નહિ બતાવુ ! ! એ અત્યારે ક્યા છૂપાયેલી છે તે હું ને ઇશ્વર બે જ જાણીએ છીએ !"

"એટલે ?" દાનમલે હવે હૃદયને સ્હેજ દૃઢ બનાવતા ને મનોબળ એકત્ર કરતા કહ્યું, "તુ નહિ બતાવે તેનો અર્થ શો ? રાજાની આજ્ઞાનો ભંગ કરનાર પ્રાણદંડ પામશે !"

"ઓહો !" મુક્તકંઠે હસતાં સૂરજમલે કહ્યું, "એમ થાય તો તો ઘણુ સારૂં. તુ મને પ્રાણદંડ આપે તો મારૂં શું જવાનું છે ? મારા મરી ગયા પછી તારી પુત્રી ક્યાં તે ભેદ તને કહેનાર આ જગતમા કોઇ નહિ રહે !"

દાનમલ વિચારમા પડ્યો ! ખરી વાત હતી, સૂરજમલ મૃત્યુ પામતા તેની પુત્રી સાથે તેનો મેળાપ

થવાનો સંભવ પણ મરણ પામશે !

"જો સૂરજમલ !" દાનમલે નમ્ર સ્વરે કહ્યું, "મંદાકિનીની પુત્રીને નિરખવા મારૂં અંતર તલસી રહ્યું છે. એ કન્યાની કાલ્પનિક મૂર્તિ અત્યારે મારા મગજમાં ઘડાઇ રહી છે. તું તો પુત્રીવાત્સલ્યનું મૂલ્ય જાણે છે ઓ વૃદ્ધ ચંદાવત ! પછી મને આમ કાં ટળવળાવે છે ?"

સૂરજમલે બે હાથ ઉંચા કરી આકાશ પ્રત્યે જોયું ને બોલ્યો, "ઓ પ્રભુ ! આ તારી જ કૃપા ! તું ન્યાયી છે ! તું દયાળુ છે !! જે નિઠોર રાજાએ મને દયાની ભીખ ન આપી તે જ હૃદયહીન રાજા હવે મારી પાસેથી દયા પામવા તલખી રહ્યો છે. જગત કહે છે, તું રાયને રંક ને રંકને રાય બનાવે છે. આજ એ કથન રજેરજ સાચું પડ્યું !"

એ પછી તે દાનમલ તરફ બે પગલાં વધારે પાસે આવ્યો અને કહ્યું, "રાજન્ ! ભૂલી ગયો ગઇ કાલે મેં માગેલી દયાની ભીખ ? હવે તારી યાચના શી કામની ? જે વાવે નહિ તે લણે ક્યાંથી ? જે દયા આપે નહિ તે વખત આવતાં દયા પામે ક્યાંથી ?"

નિરાધાર સ્થિતિમાં રાજા દાનમલ-શક્તિગઢ ને રાજગઢનો એ રાજવી-વૃદ્ધ સૂરજમલ તરફ જોઈ રહ્યો. પૂર્વ ઘટનાઓની સ્મૃતિ, મંદાકિનીનો કરૂણ અંત,

મંદાકિનીની પુત્રીને મળવાની તેને અંતરે જન્મેલી સ્વાભાવિક ને અદમ્ય લાલસા; એ સર્વ તેને આ વેળા વધુ નિરાધાર બનાવી રહ્યાં.

"સૂરજમલ! સૂરજમલ! તું માગીશ તે આપીશ, પણ બતાવ–બતાવ ક્યાં છે મારી એ પુત્રી! હું એને મારી પાસે રાખી, અનંત વાત્સલ્ય તેના પ્રતિ દાખવી, મારા પાપનું પ્રાયશ્ચિત કરીશ. ત્યજાએલી મંદાકિનીની પુત્રીને હવે વધુ વાર ત્યજાએલી નહિ રાખું. જો! આટલી દયા કર! આટલી દયા કર!! મને હવે જગતમાં અન્ય કશાની લાલસા નથી! રાજત્વની કે રાજ્યાદિ દમામની હવે મને તમન્ના નથી. અંતરે રટના છે એક માત્ર મારી એ પુત્રીને મળવાની."

"ઠીક છે, ત્યારે કહું છું" સૂરજમલે કહ્યું "પણ યાદ છે તારી પ્રતિજ્ઞા?"

"હા!" રાજાએ જવાબ આપ્યો.

"તો હું ફરી કહું કે તરત આ અનુપાને ધોધમાં હડસેલવા તૈયાર રહેજે."

"તૈયાર જ રહીશ." રાજાએ કહ્યું ને પછી ઉત્સુકતાપૂર્વક સૂરજમલ સામે જોઇ રહ્યો.

"તો સાંભળ, આ રહી તારી એ પુત્રી! આ અનુપા જ એ મૃત મંદાકિનીની પુત્રી છે!!"

દાનમલને માથે જાણે વિજળી તૂટી પડી! સર્વ

આશ્ચર્યચકિત થઇ ગયાં ! સામંત, સ્નેહવતી ને સ્વયં અનુપા; એ ત્રણે આભા બની ગયાં !

" અ...અ...અનુપા ? " લથડતા સ્વરે રાજા માંડમાંડ ઉચ્ચારી શકયો.

" હા–મંદાકિનીની એ પુત્રીને મેં જ પાળી પોષીને મોટી કરેલી–ચાલ–વ્હેલો થા ઓ ન્યાયી રાજા ! હડસેલી દે તેને ધોધમાં ને જોવા દે જગતને તારો દંભી ન્યાય ! "

રાજા રડવા જેવો થઈ ગયો " ઓ ? એમ કેમ બને ! જરા સબુર કર ! જરા મને એ પુત્રીને નિરખી લેવા દે--એક વાર ભેટી લેવા દે ! આવ, આવ, દીકરી અનુપા ! એક વાર તારા આ અભાગી પિતાને ભેટ ! "

એમ કહી અનુપા તરફ તેણે પગ માંડ્યા; પણ મુખ પર કઠોરતા ધારણ કરી, જમણો હાથ ઉંચો કરી, સૂરજમલે કહ્યું, " સબુર ! "

" કાં ? " દયામણે ચ્હેરે ને વીનવતી આંખોએ સૂરજમલ સામે જોઇ રહેતાં રાજા દાનમલ બોલ્યો.

" પ્રતિજ્ઞા ! પ્રતિજ્ઞા ! ! ન્યાયી થવાનો દંભ રાખનાર રાજા પ્રતિજ્ઞા પાળવામાં આવો શિથિલ ? અનુપાને ભેટવાની વાત ? મમતાથી તેને માથે હાથ ફેરવી, પુત્રીવાત્સલ્યનું સુખ અનુભવવાની વાત ? અનેક વર્ષે લાધેલી પુત્રીને ઠરતી આંખે નિરખી, મમતા-

ભર્યા અંતરભાવથી તેને આશીર્વાદ આપવાની વાત ? ના-ના-એ નહિ બને-ન્યાયને વાત્સલ્ય સાથે શી નિસ્બત! પ્રતિજ્ઞાપાલનને પુત્રીપ્રેમ જોડે શી લેવાદેવા ? ચાલ-ઉતાવળો થા! હડમેથી દે એને ધોધમાં ને જોવા દે જગતને તારો ન્યાયપ્રેમ ! ! "

રાજાનું હૃદય રડી રહ્યું-આ સંસારમાં પુત્રીપ્રેમની કદર જાણે તેના સિવાય કોઈને ય ન હોય એમ તેને લાગ્યું અરે! જગતના માનવીઓ આટલા નિઠોર કેમ થતાં હશે? વર્ષો પછી મળેલી તેની પુત્રીનો થોડીક ક્ષણમાં વિયોગ ? જેને ભવિષ્યે સુખમાં ઉછેરી, મંદાકિની પ્રત્યે પોતે કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત કરવાની અભિલાષા થોડીક ક્ષણ પહેલા તેના અંતરમાં જન્મી હતી, તે જ પુત્રીનો વ્યય એને જ હાથે અંત ! કેવો વિચિત્ર સંજોગ ? કેવી કઠિન કસોટી ? કેવો કરુણ પ્રસંગ ? નિઠોર વિધિનું કેવું દયાહીન વિધાન ?

તે રડવા લાગ્યો-ગજગઢ ને શક્તિગઢનો એ અધિપતિ ચોધાર આંસુએ રોવા લાગ્યો-આંસુનું પૂર જાણે રોકયું ન રોકાતું હોય એ રીતે પોતાનું જીવન ને આ સારો સંસાર હવે તેને કેવળ નિર્મળ-નિષ્કાર્ય લાગ્યાં !

" અરે ! મારે જ હાથે એને કેમ મારૂં ? મારા નિષ્ઠુર વર્તનથી, હીનભાગિની એ તારી મંદાકિનીની તો મેં હત્યા કરી; હવે તેની પુત્રીને પણ મારે હાથે કેમ

મારૂં ? ના, ના, એ નહિ બને ! એ નહિ બને ! ! અનુપા ! અનુપા ! મારી દીકરી ! મારી મંદાકિનીનું એક માત્ર સ્મૃતિચિન્હ ! ! ઓહ્ ! ઓહ્ ! એ ચિન્હનો નાશ હું કેમ કરૂં ?

સૂરજમલ સ્મિતભર્યે મુખે ને વેરથી હસતી આંખે ઉભો ઉભો સાંભળી રહયો હતો, તે હવે બોલ્યોઃ-

" રાજા ! હવે પુત્રીમમતા અંતરે જાગી ? હવે ન્યાયનો દંભ ઓસરી ગયો ? જ્યારે તારે માથે આવી પડી ત્યારે માયા ને મમતાની વાતો કરે છે ? કાલે-લગ્નમંડપમાં-માયા ને મમતાની વાતો પ્રત્યે, પુત્રી-વાત્સલ્યની ઉત્કટતા અને સ્વાભાવિકતા પ્રત્યે, તું બ્હેરો કેમ હતો ? શું ગઇ કાલે આજ અનુપા મારા જીવનસુખના અવશેષ સ્મૃતિચિન્હ સમી ન હતી ? કાલે તું એ ચિન્હનો નાશ કરવા કેમ તત્પર થયો હતો ? ને આજે, તારી મંદાકિનીના સ્મૃતિચિન્હનો નાશ કરતાં, શા માટે સંકોચ પામે છે ? જરા વિચાર, જગત તને અન્યાયી કહેશે."

" ભલે કહે પણ...પણ...હું એને નહિ મારી શકું ! "

" મજાલ છે તારી એ રાજા ! કે તું તારા વચનનો ભંગ કરે ? કાયદો રાય અને રંક માટે એક જ હોઇ શકે. ન્યાય પોતા માટે ને પારકા માટે સરખો જ હોઇ શકે."

"પણ સુરજમલ ! તું મને એ પ્રતિજ્ઞામાંથી મુક્ત કરી શકે એમ છે. જો! તારે પગે પડું છું, મારી પુત્રીનું જીવન ઉગાર!"

આગલે દિવસે લગ્નમંડપમાં સૂરજમલની યાચના વખતે રાજા દાનમલે જેમ મોં ફેરવી લઇ, મુખ પર દૃઢતા ધારણ કરી હતી, એ જ રીતે આ વખતે સુરજમલે મો ફેરવી લઇ, ચ્હેરા પર મક્કમતા દાખવી.

રાજાએ પુનઃ યાચના કરીઃ-

"જો-જો!--મારી સામે જો! શક્તિગઢ ને રાજગઢના રાજાની નિરાધારી સામે એક વાર જો! આંસૂ ભીના મારાં નયન એક વાર નિરખ! શતધારે રડતું ને પુત્રીવાત્સલ્યની ઝંખના કરતું મારૂં હૃદય એક વાર વાચ! ન્યાયના એકતરફી દેખાડેલા દંભથી મહાવ્યથા પામતા મારા આત્માને એક વાર પારખી જો ને મારા પર દયા કર!"

સૂરજમલનું હૃદય પીગળવા લાગ્યું ત્યાં ઉભેલ સર્વની આંખો ભીની થઇ થોડીક ક્ષણ પહેલાં ગૌરવ ને અહંકારપૂર્વક પર્વતશિખરે ઉભેલો આ રાજા અત્યારે કેવો દીન ને યાચક બની ગયો હતો!

"એક જ શરતે તને તારી પ્રતિજ્ઞામાંથી હું મુક્ત કરી શકીશ-તું તે કબુલીશ?" સુરજમલે પૂછયું

"કબુલીશ-કબુલીશ-ગમે તે હશે તોપણ કબુલીશ! મારૂ રાજ્ય માગીશ તો આપીશ-મારૂ

સર્વસ્વ માગીશ તો આપીશ--મને તું આપી દે એક આ અનુપા ! દેવી મંદાકિનીની પવિત્ર દુહિતા ! હું તેને જ પામી સંતોષ માનીશ. આ સંસારે મને બીજા કશાની વાંચ્છના નથી.”

“ તો સાંભળ ! રાજગઢની પ્રજાને આવતી કાલથી સ્વતંત્ર કરી દે--તું તારા રાજ્ય શક્તિગઢમાં પાછો ચાલ્યો જા. પરાધીન ચંદાવતોને પુનઃ સ્વાધીન બનાવી દે ! દાસત્વમાંથી તેમને ઉગારી સ્વતંત્રતામાં તેમને મ્હાલવા દે.”

“ કબુલ છે--કાલે જ હું રાજગઢ ત્યાગી જઇશ –કાલથી જ ચંદાવતો સ્વતંત્ર થશે. આવ દીકરી અનુપા ! આવ ! તારા દુર્ભાગી પિતાને ભેટ ! તારી માતાની હત્યા કરનાર હત્યારા પિતાને ઉદાર હૃદયે ક્ષમા આપ ને ભેટ !”

ને એ પિતાપુત્રી ભેટી પડ્યાં.

કરૂણા અને હર્ષની લાગણીઓ ત્યાં ઉભેલા સર્વનાં હૃદયોને સ્પર્શી રહી.

# પ્રકરણ ૧૫ મું

## પ્રસ્થાન

ને બીજે દિવસે પોતાના વચન અનુસાર રાજા દાનમલ રાજગઢ ત્યાગી જવા પ્રસ્તુત થયો.

સર્વ તૈયારીઓ થઇ ચૂકી હતી—સવારે નયને રાજા પોતાના રથમા બેઠો. તેની પાછળના રથમા તેની બે સગી પુત્રીઓ અનુપા ને સ્નેહવતી બેઠી હતી. સામંત રાજાના જ રથમા બેઠો હતો.

સૂરજમલ રાજાના રથ પાસે આવ્યો ને રડવા લાગ્યો “રાજવી ! અનુપાનો વિયોગ અસહ્ય છે મારે માટે ! એક યાચના કરૂં ? અનુપા ને સામંતને લગ્નબંધને જોડાવા દ્યો ને તેમને અહીં જ રહેવા દ્યો રાજગઢની પ્રજા સામતને પોતાનો રાજા બનાવવા ઇચ્છે છે ”

રાજા કબુલ થયો ને થોડા દિવસમા અનુપા ને સામત લગ્નબંધને એક થયા સ્નેહવતી ને અનુપા બે સગી બ્હેનો પેઠે રહેતી પ્રજાની વધુમતીથી ચઢાવનોમા પ્રિય થઇ પડેલા સામતને પ્રજાએ રાજગઢનો રાજા બનાવ્યો ને દાનમલ શક્તિગઢમાં રાજ્ય કરવા લાગ્યો.